સૌભાગ્યવંતાં,

આપણે ક્યારે પરણ્યાં; વૈશાખ માસ પણ કયો સંવત અને કઇ તિથિ
અત્યારે સ્મરણમાં નથી. તો ય એટલું તાજું છે કે લગ્નને પહેલે દિવસે, જેની સ
આપણા વચ્ચેનો અંતરપટ અળગો કરતાં હતાં તે અગ્નિની ધૂણીથી હું તોબાહ પો
ગયો હતો. પરણવાને પહેલે પગથિયેથી આવી મુસ્કેલીઓ આવે છે એવું કો

કહેલું પણ નહિ! પછી પગથિયા ઓળંગતાં અંદર શું આવતું હશે; તેનું તો મને ક્યાંથી ભાન હોય? પળનાર એમે થયેલુ કે ઘેર ગયું આતુ પરણ્યુ. પણ પછી આશ્ચર્ય અધુરું રખાય એમ નહોતું. એટલે અગ્નિ ઉપરની દાઝ ગોરમહારાજ ઉપર ઢળી. જેવી વિધિની સમાપ્તિ થઇ અને જેવાં મુરબ્બીઓ અને મિત્રો એમને માર્ગે પડ્યા કે એમને મેં મારા ઢોલિયા પાસ બોલાવ્યા. પ્રફુલ્લ ગાલ અને પહોળા પેટપરનો પરસેવો લૂછતા જતા, છૂટકારાનો દમ ખચતા, ને તો ય હસતા હસતા એ આ-વ્યા.

" કેમ ભઇ, કંઇ હુકમ ? "

" હુકમ શું ?–વિનતિ છે. આ તમારો ધૂમાડો..."

" એ તો હોય, ભઇ. ચોરીની ધૂણી આંખમાં ન જાય ને આસુ ન નીકળે તો પરણ્યુ કેમ કહેવાય ? "

મને થયું કે મારે એમને દબડાવવા પડશે. એ માટે મનમાં વાકયો ગોઠવતો હતો ત્યા તો તેમણે જ આગળ ચલાવ્યુ.

" અરે ! તમને તો નસીબદાર લોકો છું રૂપાળું ટાઢા પહોરનું મૂરત હતું. નીકર એક કોર સૂરજનો ઘામ, બીજી કોર અગ્નિનો ખામ, ત્રીજી કોર સગાસબંધીઓની ગરબડ..."

" ચોથી કોર તમારી ડબડબ ! પછી ઉપર આભ ને નીચે વરતી ! " મારાથી ન રહેવાયું

પણ એમ તો એ ચતુર ને ચબરાક હતા.

" પણ ભઇ, મારે બોલ્યા વિના કંઇ છૂટકો છે? હુ ન બોલું તો પછી તમે પરણો ક્યાંથી ? "

" એ તો ઠીક, મહારાજ પણ કાલનું શું છે ? "

" કાલનુ ? થોડી વધિ, પછી આ સપ્તપદી, જરાતરા પહેરામણી, છેવટ વરકન્યાની વળામણી અને ખેલ ખલાસ ! " ચપટીના અવાજ સાથે વાક્ય પુરું થયું.

" પણ કેટલા કલાકની કમબખ્ની ?" ક્રોધના આવેશમા મેં પૂછ્યું.

" અરે ! ચારેક કલાક કહો ને."

" સાદી કે સખ્ત ?"

મહારાજ મુંઝાવા માંડ્યા. છેલ્લો પ્રશ્ન એમને સમજાયો નહોતો. એમના મો પર દીનતા આવતા, મારામા દયા આવી.

" જુઓ તમને પૈસા પૂરતા મળશે પણ મહેનત ઓછી કરજો. જેમ બને તેમ જલદી પતાવજો. એક તો તમે ગબડાવ્યે જાઓ છો એમાથી આકડો સરખો સમજાતો નથી વળી સામે ઘૂંઘટમા પૂરાએલી, સમજ્યા ને મહારાજ !—ની અત્બામણ મારાથી સહેવાતી નથી; વિશેષમાં બાકીના બધા ઉલ્લાસમા અહીતહી રમે, ઘૂમે, ગાય, ખાય, અને અમને જ આસાન કેદ મળે એ અન્યાય સંખાતો નથી. કહેવાઇએ ત્યારે વરરાજા અને વહુરાણી અને રાજ્ય કરે રૈયત !"

ગોરે પેટ પકડીને હસી લીધું. પછી હાસ્યનાં ડુસકા ભરતાં ભરતાં પોતાની પ્રતિભા પાથરવા લાગ્યા.

" લ્યો, હવે સમજાયુ. તમે કહેતા હો તો આ ત્રણ, અઢી, સવાબે કલાકમા ઉકેલી દઇશ. શબ્દોચ્ચારની ગતિ વધારૂં, અપ્રસ્તુત વાતો વહેતી મૂકું, કોઇનું ધ્યાન ન હોય ને લગીર ગોટાળા કરૂં; બસ; બેડો પાર, મારા મહેરબાન !"

આવા મહારાજો નાના શા રજવાડાના દીવાન કાં નહિ થતા હોય ? એમની છેલ્લી છટાથી મારો રોષ ઓગળી ગયો હતો. તેને સ્થળે હાસ્ય જન્મતા તેમની હોંશ પણ પૂર બહારમાં ખીલી નીકળી.

' અરે ! મારા સાહેબ, આણમ માણસના જીવ પણ જૂદી જૂદી જાતના હોય છે. તમે નાસી જાઓ છો પણ કોઇને બેસી રહેવું બહુ ગમે, કોઇ કાનમા ફૂંક મારે કે એમને હસ્તમેળાપ ઝાઝી વાર જોઇએ, કોઇ વળી વચ્ચે વચ્ચે અરથ પૂછતા જાય, કોઇ બીજી વાર બેઠું હોય, કોઇ ત્રીજી વાર, કોઇ પાચમી વાર, ભઇ ! એવા તો

અમારી ભૂલો ય કાઢે વરસે ને વરસે કંઇ કંઇ તરેહના હાથેવાળા કરવાના હોય. ઓછામા ઓછાં હજાર જણના ઘર મેં મંડાવ્યા હશે, ચોરી નીચે કેટલામી વાર હું બેઠો હોઇશ એ તો કોઇ કહી શકે એમ નથી ”

મહારાજની છત્રીશ ઇંચની છાતી ચાલીસ સુધી જતી હતી.

“ પણ હું પહેલી વાર બેઠો છું. ”

છાતી હતા એટલી થઇ ગઇ.

મહારાજ માટે માન રાખીને મારે અહીં કહેવું ઘટે કે એઓ એકવચની નીકળ્યા બીજી બપોરે એમના હાથ, જીભ, હોઠ યંત્રની ઝડપે ઉપડી રહ્યા હતા. સપ્તપદીની વેળા આવી એટલે લગીર હળવા થયા. એમાં વિશ્વાસઘાત નહોતો કારણ એકઠ થએલાં આપણને વીંટળાઇ વળ્યા હતા. આ ફેરા આપણે ફરતાં હતા ત્યારે મને ઘાચી, ઘાણી અને એનો બળદ સાભર્યાં કર્યાં હતા. મહારાજનો દેહ, એમનું એક વસ્ત્ર અને એક ઉપવસ્ત્ર પણ એની સજ્જડ સાક્ષી આપતા હતા.

અને આખરે બે ઇંચની ગતી કોરનું ધોતિયું, રેશમી લાંબો કોટ, જીકની ધોળી ટોપી, એક હાથે સોનાની પહોંચી ને બીજે ઘડિયાળ, આગળામા ત્રણેક વીંટીઓ, ગળે મોહનમાળા વગેરે, કપાળે કંકુચોખા, પગમા ચમચમ કરતા ઉપાન— આવો અજબ હું; અને લાલ થાપાનુ સફેદ સુંદર પાનેતર, તેવી જ રેશમી ચોળી, હાથમાં સાદી ચીપની મઢેલી ચૂડી, પગમા આગળીએ ને અંગુઠે ઝરડ, વીંટી, કબુતર વગેરે, કદિક લેવાઇ જતું ઘૂંઘટટાંક્યું મોં—આવી આકર્ષક તું; બન્નેને હાથે મીંઢળ, તારા પાનેતરને છેડે બાંધેલી મારી ઉપરણી—આવાં અદ્ભુત આપણે વિવિધુરંગ પુરૂષોમાં ને સ્ત્રીઓમાં ફર્યાં, નીચાં નમી નમસ્કાર કર્યાં, સો સો શરદ જીવવાના અને પશુપુત્રલાભના આશીર્વાદ લીધા. મારે કબૂલ કરવું પડે છે કે ત્યાર પહેલાની યા ત્યાર પછીની જિંદગીની કોઈ પળોએ હું આટલો ગંભીર, હાસ્યહીન થયો નહોતો, થયો નથી. ટૂંકમાં, આ હું લખું છુ ત્યારે એટ જ

વિચાર ઉત્પન્ન થાય છે કે અહો ! ત્યારે હું, અને તું ય, કેટલા મૂરખાં, ચક્રમ અને અમાનુષી બનેલા ? !

પણ પરણેલા.

હંસા, આવા અંગત અને અપ્રિય સત્યો કહેવાં કે સાભળવાં તને ગમતાં નથી એ હું જાણું છું. પણ મારે મન આ કથા લગીરે આત્મીય નથી. આપણે ત્યા ઉજવાતા કે ભજવાતાં અનેક લગ્નોનો આ એક નાનો નમૂનો છે. આવું કબૂલવા અન્યની જીભ ઉપડતી નથી અને જીવ ચાલતો નથી. હું કહી છૂટુ છું એટલી જ વધુ પડતી વાત છે. બાકી મુખ્ય મુદ્દાની બાબત એ છે કે પરણ્યા પછી, પરિચય પામતા, પતિપત્ની વચ્ચે પરસ્પર પ્રેમ જન્મે અને એ જીવનપર્યંત જીવે એવાં સુભાગી જોડા મેં જુજ જોયા છે. આપણું કેમ છે, એ કોઇને કહી દેવાનું હોય નહિ. બાકી, દરેક દાખલામા શરૂઆતનાં વર્ષોમા કઇક આકર્ષણ જેવું છૂપાવાય છે ખરૂં. પણ આનું કારણ કલ્પના હોય છે. એ એવા તરંગોમાં વિહાર કરાવે છે કે પછી એથી ઉતરતા અનુભવો સાપડતા બાજી બગડવા માડે છે—ક્યાક અસંતોષ ઉત્પન્ન થાય છે, ક્યાક કલહના બીજ વવાય છે, ક્યારેક ક્યાંક ક્રાન્તિના કણગા ય ફૂટે છે. જન્મ, જીવન ને મૃત્યુના એકેએક પ્રસંગને પ્રભુપ્રેરિત માનનાર કેટલાય, લગ્નને પણ એમાનો એક ગણી, પોતાના અડધિયાને એકનિષ્ઠાથી અનુસરે છે. પણ પ્રેમ કે પ્રેમમૂર્તિ મદનની આમા કયાઇ ગણતરી થતી હોય એ માનવા જેવી વસ્તુ નથી.

હવે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે. મદન આત્મજ લેખે પણ ઓળખાય છે કયારે કયા જન્મી જશે; એ કોણ કહી શકે એમ છે ? બે જણ મળે, મળે કે પ્રેમમા પડે, એ છેક અસંભવિત નથી. આમા કોઇક વેળા વસ્તુસ્થિતિ એવી હોય કે અંતગની અભિલાષાને અમલમાં મકવામા કંઇ કંઇ અંતરાય આડા હોય—કા તો બન્ને રૂઢિનાં બીબા બનેલાં હોય, કાં તો એકનું એમ હોય, કા તો એની સગાથે આવના જોખમ ઝીલવાનું એમનુ જિગર ન હોય. આવી અપદશામા યે નિરૂપાય માનવીને પોતાને સાપડ્યું સુખ જતું કરવાનુ કેમ ગમે ? અને પછી જો એ

જતુ ન કરે તો, અરે 'છાનુંછૂપું' કે છતરાયું મ્હાણે તો, એનો સાવ આંકડો કાઢી નાખવાનો આપણને અધિકાર કેટલો ?

મતી, જ્યારે જ્યારે આપણા વચ્ચે આવી વાતચિત નીકળે છે ત્યારે તું 'ઇશ્વરના ગુન્હેગાર,' 'કોઇ ન હોય ત્યાં ય એ તો ખરો' જેવા શબ્દો કાયમ ઉચ્ચારે છે. કરેલ કર્મો માટે એને એક દિ ઉત્તર આપવો પડશે એમ તું ખાત્રીથી માને છે તારી આવી ખરખોટી માન્યતાની આડે હું આજ લગી આવ્યો નથી, હવે પછી પણ આવનાર નથી.

બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ' આ આપણી દેવત્રિપુટી. પણ સૌથી લોકપ્રિય તો કૃષ્ણ. દરેક દેવ પ્રત્યેની તારી ભક્તિથી હું વિદિત છું. પરણ્યા પછી તું દીવાળીએ પહેલું આણું આવી અને આપણે કૃષ્ણચરિત્રનું નાટક જોવા ગયા ત્યારે શ્રી કૃષ્ણને જોતા વેંત તેં આશાને સૂચના કરેલી: "બહેન, ચાલો, ત્યાં જઇ ચરણરજ લઈએ." આશાએ આ ટૂચકો મને કહેલો ત્યારે મેં બે રસ અનુભવેલા—એક તારા અજ્ઞાન ઉપર હાસ્યરસ, બીજો તારી ભાવના ઉપર ભક્તિરસ. વળી વિષ્ણુ-સહસ્રનો પાઠ તું નિત્ય પરોઢમાં પડી જાય છે પછી તુલસીને પાણી ચડાવે છે અને ક્યારેક કંકુના છાટણાં પણ કરે છે. શંકરસ્તવન પણ ચૂકતી નથી. અર્થની ચિંતા અન્યને સોંપી, ય બ્રહ્માનો શ્લોક સુદ્ધાં ગગડાવી જાણે છે.

તારી આ અનન્ય ભક્તિ માટે મને માન છે. એ ભક્તિનાં પાત્રો માટે પણ અતિશય ઉંચો અભિપ્રાય છે. પ્રસંગ પડતા એમના સામું શિર નમાવવાનું હું ભલતો નથી. એમના જીવનપુરાણો શ્રદ્ધાપૂર્વક વાંચ્યાં છે અને વિચાર્યાં છે એમાંથી આકર્ષક લાગ્યા એ પ્રસંગોનાં નાટક ગુંથી આજે અહીં એકઠા કર્યાં છે. મળેલી માહિતીને હું મુખ્યત્વે વળગી રહ્યો છું. રૂપક, હોય ત્યાં, રહેવા દીધાં છે તો ય કેટલુંક એટલું ગંદુ નજરે આવ્યું છે કે જેની સામે આંખ આડા કાન કરી, કલ્પનાના ઓપ આપવા પડ્યા છે. એમ કરતાં અસલ વાતની વિરૂદ્ધ ન જઇ જવાય એની ખાસ સંભાળ લીધી છે એના પુરાવા અનેક છે

સખી, ચાલ; લગીર ઉંડા ઉતરીએ. કૃષ્ણ અને કુબ્જા, શંકર અને મોહિની વિષ્ણુ અને વૃંદા, બ્રહ્મા અને સરસ્વતીના આ ચાર પ્રસંગોમાં જે બાબત બને છે, અથવા તો બનતી રહી જાય છે, તેનું કારણ કોણ છે ? પાત્રોના સબંધ જૂદા જૂદા છે, સ્થળના રંગ જૂદા જૂદા છે. સંજોગોનાં બળ જૂદા જૂદાં છે, વળી કારણ જૂદા છે, આશય જૂદા છે. કૃષ્ણના કુબ્જા પ્રત્યેના મોહનું કારણ એની સૌન્દર્ય સામેની અરૂચિ છે, એનો આશય પોતે રામ અવતારે પુષ્પાગીએ કરેલ અન્યાય વેવાનો છે. શંકર પાર્વતીને વચનપૂર્વક કહે છે કે એમને અન્ય કોઇનો મોહ નથી. અને પછી એ ગર્વમા ઉમેરે છે કે કોઇની એવી તાકાત નથી કે એમને એની જાળમાં ઝુલાવે. ઘણીવાર બને છે એમ અહી વચન ભંગ માટે જ ઉચ્ચારાતું જણાય છેઃ કારણ પળ પછી પોતે નારાયણના મોહિની સ્વરૂપમા ડૂલી જાય છે. વિષ્ણુ વૃંદાના શીયળખંડન સારૂ સજ્જ થાય છે તેનું ઉઘાડુ કારણ જાલંધરનો જુલ્મ છે, પણ આછેરો આશય આદર્શ સ્ત્રી તરીકે પરસ્ત્રી વૃંદા નહિ પણ સ્વસ્ત્રી લક્ષ્મીને લેખાવાનો લાગે છે. બિચારા બ્રહ્મા સૌન્દર્યમૂર્તિ સરસ્વતીને નિત્ય નિત્ય નીરખે છે અને કોઇક અકથ્ય કારણે ઉત્પાત અનુભવે છે. પણ પુત્રી એટલે પરાયુ ધન એમ સમજી પોતા વાસ્તે એકાદ પરમ સુન્દરી સર્જવા તૈયાર થાય છે. પરંતુ એ સંપૂર્ણ સર્જાઇ રહે એ અગાઉ બ્રહ્માના મનોમન્થનની આવેશમય ઘડીએ સરસ્વતી અમસ્થી આવે છે, બ્રહ્મા સંયમ સાચવવા પુષ્કળ મથે છે, કુદરત એથી ઉલટી દિશામાં જોર જમાવે છે, ને આખર તો બ્રહ્મા ભાન ભૂલે છે તે ભૂલે છે.

આમ જોતાં લાગે છે કે આ પૂજ્ય વ્યક્તિઓ, અંતે તો, મદનનાં રમકડાં જેવી હતી. મદને એમના ઉપર ધારી એવી, ધારી પળે અસર ઉપજાવી છે. એમને પોતાના પૂજકો બનાવી દેતાં એને વાર નથી લાગી. એટલે, એક રીતે, આપણે જેના પૂજારી છીએ, એ જેના પૂજારી છે, એના મંદિરની આ લીલાઓ છે.

પણ એ એટલીજ નથી નાના દેવો નાના પાયાપર પોતાના ખેલ ખેલ્યા હશે. બૃહસ્પતિની ગેરહાજરીનો લાગ જોઇ ચન્દ્ર તારાને લલચાવીને પોતાને ત્યાં લઇ ગયો. આથી

બેઉ વચ્ચે તુમુલ તારકામય યુદ્ધ થયું અને આખી પૃથ્વી ધ્રુજવા લાગી. પૃથ્વીની વિનંતિથી બ્રહ્મા વચ્ચે પડ્યા અને બૃહસ્પતિને તારા પાછી અપાવી. અમુક કાળે તારાને પુત્ર અવતર્યો. ત્યારે ચન્દ્રે બ્રહ્માને કહ્યું કે એ પુત્ર એનો છે, બૃહસ્પતિનો નહિ. સાચું શું છે; તે બ્રહ્માએ તારાને પૂછ્યું, તો તારાએ ચન્દ્રનું નામ દીધું. અને ત્યારથી બુધ ચન્દ્રવંશી ગણાયો! —ગૌતમઋષિ કૂકડો સાંભળી પ્રાત કર્મે જાય, ઇન્દ્ર મટેલો કૂકડો, વળી કૂકડો મટી ગૌતમ થાય ને અહલ્યા સાથે રીતસર છળ કરે!—અને ઇન્દ્રને ય એવી આફત આવેલીખરી. પોતાને એક વાર સંતાઈ જવું પડેલું ત્યારે અમુક વખત માટે ઇન્દ્રાસન નહુષને મળે છે. નહુષ દિવસના સર્વ કામથી પરવારી, રાત્રિ થતાં ઇન્દ્રાણીની ઇચ્છા કરે છે!—કારણ? કારણ કે ઇન્દ્રની સર્વ સત્તા એને સોંપાઈ હતી!—આ ઓછું નાદાન છે? આપણાં અત્યારનાં નાનાંમોટાં દેશી રાજ્યોના જે રાજાઓ પોતાની આંગળીઓને વેઢે ગણાય એટલી રાણીઓને અહીં રાખી બહુધા બહારગામ અને પરદેશ પડ્યા રહે છે ને જ્યાં દીવાનો જ, રાજા નહિ તો, રાજ્યકર્તા છે, ત્યાં કોઈ દીવાને આવું હુકમનામું કાઢ્યું હોય તો તેને રાતોરાત પાણીચું મળ્યા વિનાનું રહે?

શિશિરાએ આમાનું એક નાટક, ઘણુંખરું 'તુલસીપૂજા', વાંચતા વેંત મને પૂછેલું "આ આપણા દેવો, મોંમાં પાણી આવતા, પીપરમીટ માફક પીગળી કાં જતા હશે?" એનો ઉત્તર મેં આમ આપ્યો હતો.

પ્રેમમાં પડવું ને પીગળવું એ મારે મન માત્ર માનવહક્ક છે. દેવોને એનું મહત્ત્વ નહોતું. ગમે તેનું હરણ થાય, પસંદ પડે તેટલી વાર પરણાય, ફાવે એવાં રૂપ લઈ કપટ કરાય ત્યાં પ્રેમની આશા કેવી? છતા જ્યારે જ્યારે એમનામા મને પ્રેમના દર્શન થયાં છે ત્યારે એમ લાગ્યા કર્યું છે કે એઓ જન્મથી દેવાંશી નહિ હોય, જીવનથી દેવત્વ પામ્યા હશે. આ સાચુ હોય તો જ એમના દેવત્વની કિંમત છે. વળી આટલું સ્વીકારીએ એટલે એમા સાથોસાથ એમ પણ આવી જાય છે કે જે પ્રસંગો છતાં એઓ માનવીમાથી દેવ બની શક્યા એવા અત્યારે અન્યમાં જોઈએ તો તેને એકદમ હડધૂત કેમ કરી શકીએ? અરે! પણ આ તો જુદી જ વાત થઈ ગઈ!

અને તું એમ માનતી હો કે આ એકલો આપણા દેવોનો જ પરવાનો છે તો તારી ભૂલ થાય છે. ગ્રીક દેવો પણ ઉતરે એવા નહોતા. બરાબર વિષ્ણુવૃંદા અને ઇન્દ્રઅહલ્યા જેવો પ્રસંગ ત્યાં ય પડ્યો છે. જાલંધર કે ગૌતમ જેવા થીબ્ઝના એમ્ફિટ્રિયોન રાજાના આલ્કમીના રાણીને એમના જ્યુપિટર, આપણા ઇન્દ્ર, પતિરૂપ લઇને જ ફસાવે છે. આ સંયોગનું સંતાન તે વિરલ વીર હરક્યુલીસ!

જ્યુપિટરને ચોપડે ચાવું ઘણું ચઢ્યુ છે. યુરોપા નામની એક સરસ સુન્દરી એને ગમી ગઇ એટલે શ્વેત નન્દીનું રૂપ લઇ એણે એને ઉપાડી લીધી! ડેનો નામે બીજી અતિશય ઉંચે રહેતી હતી તો તેણે વર્ષારૂપે એની સેવામાં હાજરી આપી.

અને આખું ઇલિયડ રચાયું છે શાનાપર? એક હતો ભરવાડ. એનુ નામ પેરિસ. એક વેળા એવું બન્યુ કે ગ્રીસના સંસ્થાન સ્પાર્ટાના મેનેલેએસ રાજાએ એને મહેમાન તરીકે સંઘર્યો. બદલામાં પેરિસ રૂપવન્તી રાણી હેલનમાં મોહી ગયો અને એને લઇ ટ્રોય તરફ રવાના થઇ ગયો!

વળી કેટલાક ગ્રીક ટ્રોયમાં એપોલોને મંદિર ગયા હશે તે વળતાં ત્યાના પૂજારીની પુત્રીને ઉપાડતા આવ્યા! એને એગેમેમ્નને રાખી. પૂજારી એની આગળ ગયો, પાયે પડ્યો અને પુત્રી પાછી માગી. તો એગેમેમ્નન કહે: “શી ઉતાવળ છે? એને ઘરડી થવા દે. ત્યા લગી તારૂં કહેવું નકામું છે.”

પણ પછી બન્યુ એવું કે ગ્રીકસૈન્ય ઉપર એપોલોનો કોપ ઉતર્યો. ગ્રીકોએ જોશ જોષ-ડાવ્યા તો અંદર એગેમેમ્નનનુ કારણ નીકળ્યુ. એટલે એકિલીઝે એને પૂજારીની પુત્રી પરત કરવા વિનતિ કરી. તો એ કહે: “અરે યાર! જાણતો નથી કે હું તેને માટે તારી ભાભી કિલટેમનેસ્ત્રા કરતા ય પુષ્કળ પ્રેમ રાખું છું?”

તો એકિલીઝે આગ્રહ કર્યો.

એટલે એગેમેમ્નને ઉપાય કાઢ્યો: “દોસ્ત, તું કહેતો હો તો પછી હું એમ કરીશ. પણ...”

"પણ ?–શું ?"

"પછી એને બદલે મને કોણ મળે ?"

એકિલીઝ સ્તબ્ધ બને છે, એનામાં કોપ પ્રગટે છે. પરિણામે એગેમેમ્નનને કંઇ કંઇ કહી નાખે છે.

એગેમેમ્નન આ ક્રોધનો પડઘો પાડતા ઠારે છે. "હું આપીશ તો ખરો. પણ બદલામાં કોઇ ગ્રીક કન્યકા આપવી જ જોઇશે એ નહિ આપો તો, એ એકિલીઝ ! મારે એજાક્સની કે યુલિસીઝની કે તારી પોતાની સ્ત્રીને લઇ જવી પડશે."

આમ એઓ અંદર અંદર લડી પડ્યા. ખૂબ ખુવાર થયા બાદ એમને ખબર પડી કે એક ગુલામડી ખાતર આટલી ખરાબી થઇ એ ખોટું થયું અને બન્ને કપાળ કૂટતા રહ્યા !

પરદેવોના પણ આવા અનેક દાખલાઓ છે. ૨૪૦૦ વર્ષ પહેલાં ગ્રીક નાટકકાર યુરિપિડિસે એનાપર પ્રકાશ પાડયો ત્યારે એનું આવી બન્યું હતું. વળી ક્રમભાગ્યે એ કમોટે મૂઓ ત્યારે ભક્તજનો એને ભાંડતાં હતાઃ "બચ્યા ! લે તો જા."

પણ એમા એ શું કરે ? એને લાગ્યુ એ એણે લખ્યુ. જે દેવોથી નહોતો ડર્યો એને કોઇ શું કરી શકવાનું હતું ?

અને દેવોની ય આપણે દયા ખાવી જોઇએ. તે જોયુ કે મદનની માર: પથરાવ એટલે ગમે તેવાનાં ગાત્રો ગળી જાય છે. કોઇક મદન અંધ હોય, કોઇક મદન અનંગ હોય. એકની પણ અચૂક જતી હોય, બીજાની ભરમનાં ભ્રમણ ભુરકીભર્યાં હોય મતલબ એ કે આવી બાબત બે જ જણ વચ્ચેની છે, અને એએ એકમત થયા એટલે ત્રીજાનો ચંચુપાત ત્યા ગણનાય એમ નથી.

એટલે હું ય હવે પડતુ મૂકુ

વાતવાતમાં શિશિરાએ મને એકદા પૂછી લીધેલું: " તારું પહેલું પુસ્તક વનવેલીને કેમ ?–હંસાને કેમ નહિં ? "

પહેલા ભાગનો ઉત્તર એમાં આવે છે. બાકીનો અહીં આપું. આ સંગ્રહનું પ્રકાશન ત્યારનું કલ્પેલું છે. પાંચે વરસે, તો ય તારી જન્મતિથિએ, એ પ્રસિદ્ધિ પામે છે એથી સંતોષ ઉપજે છે. વળી જેને પાને પાને મદનનાં માન હોય, તાન હોય, પાન હોય એ વસ્તુ તારી સિવાય મારાથી અર્પાય કોને ?–વધુ શું ?–સમજી જજે ને ?–એમા લખવું તું શું ?

હું.

આ શું વળી ? (સશંક થતાં) કંસનાં કારસ્તાન હશે ? છટ ! એની એવી તાકાત કેવી ?

[ વિચારમગ્ન થતાં એ કંઈ કંઇ અને કેવી કેવી કલ્પનાઓ કર્યે જાય છે. આખર એને પૂર્વનાં શમણાં આવે છે. ]

હા; પૂતનાના વધ ખાતર હું ઘેલોતૂર બન્યો હતો. કાલિય નાગના મર્દન પાછળ જીવના જોખમ ખેડયાં હતાં. રસિક ગોપીઓની રાસલીલા માં...

[ હૃદય ઉપર હાથ મૂકી એ અટકી જાય છે. ]

પણ એમાંનું આજે કશું નથી ! એ વધ, એ મર્દન, એ વિલાસ હવે સ્મૃતિમા સાચવવાના, સંભારીને કયારેક દર્દના આસું સારવાના નામના પ્રસંગો જેવા લાગે છે।

[ અસહ્ય મઘમઘાટ ફેલાતાં કૃષ્ણની નજર નીચે જાય છે. એક સ્રીને જતી જુએ છે, એટલે ઉપરથી પડતું મૂકે છે. એ ધબકારાથી ભડકતાં, પેલી સ્રીના પગ પાછા પડે છે.
આ મેલી, ખૂંધી ને કૂબડી સ્રી આખાલામાં કુબ્જા નામે ઓળખાય છે. ]

કુબ્જા.

(ભમ્મર તાણી) કોણ મૂવો છે ?

[ કુબ્જા પાછું જુએ છે કે કૃષ્ણને ઓળખે છે. મન જરા મુંઝાય છે પણ લગીરે હિંમત હારતી નથી. ]

કોણ ?–કૃષ્ણ ?

કૃષ્ણ

(હસતાં હસતાં) હા...આ...જી.

કુબ્જા

તે કયાં લગી તારે આ બહારવટું જારી રાખવું છે ? જંપીને બેસવું જ નથી ?

કૃષ્ણ

(મનમાં) શું સમજતી હશે ?

કુબ્જા

કૃષ્ણ, જરા સમજણો થા. હવે નાનો નથી.

કૃષ્ણ

હેં ?–શું કહ્યું ?

કુબ્જા

તારે ક્યાં કોઈનું ગણકારવું છે ?

[ નૂપુરનો ઠમકો કરી કુબ્જા અવળી ફરી જાય છે. ]

( મનમાં ) મારે શીદને એની તમા રાખવી ? કોઈ પણ કાળે એ મારામાં મોહે એવી હું છું જ ક્યા ?

કૃષ્ણ

(લટકા કરી) મથુરાંમાં સતી છે ખરી !

કુબ્જા

(મનમાં) સતીને કોઈક પતિ હોય. મારે ક્યાં એવું સગું બળ્યું છે ? (પ્રકાશ) ત્યારે મથુરા નગરીને શું તું વહુઓની વખાર માનતો હતો ?

કૃષ્ણ

(ડોકું નમાવી, મનમાં) ગમે તેવી તોય ગર્વીષ્ઠ છે. પણ–પણ કઈ ગોપી પોતાને રૂપરૂપનો અંબાર નહિ લેખતી હોય ? સમસ્ત સ્ત્રી જાતનો એ અનિવાર્ય અવગુણ હશે ! (ચિંતનથી) અને સૌન્દર્યમાં સ્ત્રીનું સર્વસ્વ ક્યાં આવી જાય છે ?

[ મશ્કરીભર્યા ઠાઠથી કૃષ્ણ કુબ્જાને નીરખ્યા કરે છે. ]

કુબ્જા

( સુરબ્બીવટથી ) કાનુડા, તું એટલું કા ભૂલે કે અમે એકે એક વ્રજનારી અમારા વીરાની તો સુભદ્રા જ છીએ ?

કૃષ્ણ

( ચમકી ) એટલે ?

કુબ્જા

ન સમજ્યો ?–તું આમ ભટક ભટક કરે એ તને શોભતી વાત છે ? ગોપજનો ભોજન વિના ભૂખ્યા રહે, ગોપબાલો ધાવણ વગર તરસ્યાં રહે, ને તું ગોપવધૂઓનાં કુંડાળા વાળીને રાસ રમે !

કૃષ્ણ

( આડું જોઇ ) હું ઘર ઘર ન્હોતરાં દેવા નથી જતો.

કુબ્જા

એટલું વળી ઠીક છે.

[ કૃષ્ણને અકળામણ થવા લાગે છે. ]

( મનમાં ) તો ય કેવો આકર્ષક જુવાન છે ?

કૃષ્ણ

( મનમા ) કેવી અદ્દભુત સ્ત્રી છે ? નથી રંગ, નથી ઢંગ, તોય સૌ જેટલી સહેલી નથી

કુબ્જા

લુચ્ચા, મનમાં શી ગણત્રી ખેલી રહ્યો છ ? (નમણા નયનથી) તારા ગમે તેવા દાવથી આ સોગટી નહિં મરે એટલું નક્કી માનજે.

કૃષ્ણ

( ચીડાઇ ) પણ કોણે કહ્યું કે...

કુબ્જા

આમ માણસ મટીને વાત કરવી હોય તો તારે પંથે પડ. અહિં કોઇ તને મનાવે એમ નથી. તારા ગુસ્સાની મારે શી પડી છે ?

[ કૃષ્ણનું મગજ આકુળવ્યાકુળ થઇ જાય છે કુબ્જાપર એક કરડી નજર નાખી એ પાસેની શીલાપર બેસી જાય છે.

દૂર ક્ષિતિજની ગુલાબી લાલીમાથી સોનેરી સૂરજ જન્મતો જણાય છે.

ભયમુગ્ધ કુબ્જા પણ પાસે આવે છે. હાથમાનુ કનકપાત્ર ઘાસપર ગોઠવી એ કૃષ્ણ સામી અબોલ ઉભી રહે છે ]

( બહુ વારે ) કૃષ્ણ !

કૃષ્ણ

( નીરખી રહી ) કૃષ્ણ આપને ઓળખતો નથી. અને ઓળખીતા સિવાય અન્ય સંગાથે વાતોએ વળગવાની એને ગમ નથી.

કુબ્જા

( સમજી જઇ ) આમ ગાડાં શું કાઢ છ ?

કૃષ્ણ

( ગંભીર રહી ) સાચે જ હું આપને ઓળખતો નથી.

કુબ્જા

તો હું ઓળખાવીશ. મારૂં નામ ત્રિવક્રા. આસપાસનાં લોક મને કુબ્જાના લાડકા નામથી બોલાવે છે.

કૃષ્ણ

( ઠંડકથી ) હશે.

કુબ્જા

ના; છે જ.

કૃષ્ણ

તો છે જ. વારુ પછી ?

કુબ્જા

( ગર્વભેર ) મહારાજ કંસની હું માનીતી દાસી છું.

કૃષ્ણ

( તોછડાઈથી ) નહિંતર આવી તોછડાઈ ન હોય.

[ કુબ્જા કૂંટેલ ખમી ખાય છે. ]

( વિવેકથી ) કેમ ચૂપ થયાં ? ઓળખાણ અધૂરી લાગે છે.

કુબ્જા

બધું કહેવાઇ ગયું. શું બાકી રહ્યું ?

કૃષ્ણ

કયા ગોવાળનું ઘર શોભાવો છો...

કુબ્જા

( હાસ્ય વેરતી ) વાહ ! તને બીજું સૂઝવાનું જ નથી ?

[ જમીનમા જોતી કુબ્જા મનમાં મલકે છે. ]

કૃષ્ણ

( સત્તા પાથરતાં ) કહો તો ખરા !

કુબ્જા

વળી માઠું લાગશે. તોય સાભળ. આ વ્રજદેશમાં આજ લગી મેં મારે યોગ્ય ધન્ય પુરુષ દીઠો નથી.

કૃષ્ણ

( મનમાં ) છે ને !

કુબ્જા

( શ્રદ્ધાથી ) કૃષ્ણ, મારૂં રૂપ વેડફી ન નાખે એવો એકાદ મેળવી આપીશ ?

કૃષ્ણ

( ખડખડ હસી ) તારૂં સૌન્દર્ય તેં દીઠું છે કે કેવળ સાંભળ્યું જ છે ? કદિય તે, આ જમનાના અરીસામાં તેં તારૂં પ્રતિબિંબ પાડ્યું છે ખરૂં ?

કુબ્જા

( ભોળપ ભજવી ) સાધારણ રીતે હું કેવીક લાગું છું ?

કૃષ્ણ

( હળવેકથી ) ઠી...ઇ...ક. જેવી જોઈએ તેવી નહિ.

કુબ્જા

( છણકી ) જા; જૂઠું બોલતા જરા યે અચકાતો નથી ? હું મને પૂરેપૂરી પારખું છું. એટલે તો મેં સર્વત્ર મારો એવો પ્રભાવ પાડયો છે કે કોઇ જ મારા સામું ઉંચી આંખે જોઇ ન શકે.

કૃષ્ણ

( વક્રતાથી ) અને તેથી જ તો ઇર્ષ્યાખોર પટરાણીઓએ તમને કંસદેવનાં પટદાસી બનવાં દીધાં હશે !

[ કૃષ્ણનો વિવેક ઓસરતો જોઇ કુબ્જા સાવચેત થવાનું સંભાળે છે. એના પ્રથમ પ્રયોગ લેખે એ મદોન્મત્ત આંખે કૃષ્ણપર મીટ માંડે છે ]

( મનમાં ) કહો—ન કહો, પણ આજ લગી નીરખી નહોતી એવી આ કો અનન્ય લલના છે. એને બહારથી બેડોળ દેખું છું, પરંતુ અંતર

ઉજળું લાગે છે. આમ અપમાનના શબ્દોથી મારું દિલ જકડી રાખનાર આ પ્હેલી છે—છેલ્લી હશે.

કુબ્જા

( શાન્તિથી ) કૃષ્ણ !

કૃષ્ણ

( જાગ્યા જેમ ) કુબ્જા !

કુબ્જા

આજના અવસરને ધન્ય સમજજે.

કૃષ્ણ

( કરડાકીથી ) સમજું છું.

કુબ્જા

તો ભૂતકાળ ભૂલી જા. (પાસા નાંખતી ) રૂપ ને યૌવન, તારાં, મારા કે કોઈના સદાનાં નથી. વર્તમાને નહિં ચેત તો ભવિષ્ય ભારે પડશે. ત્યારે ઘણું મનમાં થશે કે જીવન ગલીગુંચીને બદલે સીધી લીંટીએ વટાવ્યું હોત તો ઉત્તમ હતું. પણ કર્યું ન કર્યું, થયું ના થયું કદિ નથી થતું એ ક્યાં આજની વાત છે ?

કૃષ્ણ

(તારથી) બસ કર. (મનમાં) શબ્દે શબ્દે એ સાણસામાં સપડાવે છે!

[ માનભંગ કુબ્જા કનકપાત્ર લઇ ચાલવા લાગે છે.

કૃષ્ણ બોલાવે તો કુબ્જાને પાછા ફરવું છે; કુબ્જા પાછી ફરે તો કૃષ્ણને બોલાવવી છે.

એવી અધીરપની એક–બે પળ પસાર થાય છે. આખર હારી, કૃષ્ણ સામે ન જોવાનો ઢોંગ રમતી, કંઇક કારણસર કુબ્જા પાછી આવે છે. પછી એ ઉભી ઉભી ઘાસમાં કશીક શોધ ચલાવે છે.]

(કૌતુક વિના) કંઈ ખોવાયું ?—જડતું નથી ?—કે હતું જ નહિં ?

કુબ્જા

( ગુસ્સો ધરી ) તને કોણે પૂછયું ?

કૃષ્ણ

( ગળે આંગળાં ફેરવતા ) શરમાળ સ્ત્રી ન પૂછે ત્યારે બેશરમ પુરુષોનો ધર્મ છે કે પોતે પૂછે. અમને મદદનો અધિકાર નથી ?

કુબ્જા

છે. પણ એ મદદ પાછળ કશા યે સ્વાર્થની સાધના ન હોવી જોઇએ.

કૃષ્ણ

( કૃત્રિમ નમ્રતાથી ) કુબ્જા! તમને એકલું ક્રૂર થતાં જ આવડે છે ?

કુબ્જા

( મનમા ) બરાબર છે. ( લહરથી, પ્રકાશ ) એમાં ગરીબ શું થઈ ગયો ? ( વખત વીતતાં ) હા; મને મારૂં હૈયું ખોવાયાનો પુષ્કળ વહેમ છે.

કૃષ્ણ

( હોશથી ) અને એ હું ખોળી આપું તો ?

કુબ્જા

( મનમાં ) ચોરને વળી ખોળવાનું કેવું ? ( દમામથી, પ્રકાશ ) શોધ્યાં શોધ્યાં હવે. ઘડી પછી અહીં પનિહારીઓ આવે એમના પર તારા અખતરા અજમાવજે.

કૃષ્ણ

( કંટાળો લાવી ) કુબ્જા, આ તારી કુટેવ કહેવાય. જેવી તેવી કલ્પનાઓ કર્યે જવી એ શું સજ્જનના લક્ષણ છે ? ( હળવે રહી )

કુબ્જા, સૌ સમજતાં હશે એટલો લોલુપ હું નથી જ. (હસતાં જતા) શા વાસ્તે હું તમને હેરાન કરૂં? મારે એટલો અવકાશ ક્યાં છે?

[ કુબ્જાના હૈયામા ધ્રાસકો પડે છે. ]

(શાન્તિથી) બીજું બધુ જવા દો. મારે તમને એકજ વાત પૂછવાની છે.

કુબ્જા

(ઉત્સાહમા) ખુશીથી.

કૃષ્ણ

આ કનકપાત્રમા શું છે?

કુબ્જા

મારૂં જીવતર છે.

કૃષ્ણ

જરા સમજાય એમ બોલ—બોલો.

કુબ્જા

એમાં ચંદન છે.

કૃષ્ણ

ચંદન? ચંદન આટલું સૌરભવંતું?

[ કુબ્જામા ઉલ્લાસ આવે છે ]

પણ ચંદન અને જીવનને શો સંબધ?

કુબ્જા

(હથેલી દેખાડી) આ આંગળાંથી ચંદનનું લેપન કરાવવામા કંસ પોતાનું ભાગ્ય સમજે છે. પ્રભાતે જાગ્યા પછી અને રાત્રિએ પોઢ્યા પહેલા એને એના વિના ચેન નથી પડતું.

[ કૃષ્ણને કંસની ઇર્ષ્યા આવે છે. ]

(સગર્વ) મારી આવી મગરૂરી અનેકને સાલે છે.

કૃષ્ણ

(ગણગણતાં) મને પણ—કંસ પૂરતી.

કુબ્જા

(લાગ લઈ) કૃષ્ણ, મનમાં શું મુંઝાય છે?

કૃષ્ણ

મારી મુંઝવણ તમારાથી ટળે તેવી નથી.

કુબ્જા

(મનમાં) મારાથી જ મટે એવી હશે. (આતુરતાથી, પ્રકાશ) એવી શી છે?

કૃષ્ણ

(દંભના ઠાઠથી) મારા અંગઅંગમા જાણે ઉષ્માની સત્તા વ્યાપી ગઇ હોય એમ મને લાગ્યા કરે છે. (વિનતિથી) કુબ્જા, કંસનું ચંદન કૃષ્ણને ન મળે?

[ કુબ્જા વિચારમા ડૂબી દેખાય છે. ]

કદાચ એની શીતલતાથી શાન્તિ થાય.

કુબ્જા

(તુરત) તો અવશ્ય આપીશ.

[ કૃષ્ણ પાસે જવા જાય છે. કુબ્જા દૂર હઠે છે. ]

કૃષ્ણ

(આશ્ચર્યથી) આમ કેમ?

કુબ્જા

(મીઠી મીટ માંડી) સાચે જ શું તારા દિલમાં દાવાનળ પ્રકટયો છે?

[ કૃષ્ણ નીચું જોઇ જાય છે. ]

( કનકપાત્ર ધરી ) લે. આ ચંદનનું પણ સૌભાગ્ય હશે. પણ એના વળતરમાં...

કૃષ્ણ

( આવેશમાં ) તું કહીશ તે કબુલ.

કુબ્જા

( પાત્ર પાછું ખેંચી ) કબુલ કે ?

કૃષ્ણ

( જરા વારે ) હા.

કુબ્જા

( હથેલી ધરી ) તો કોલ દે કે એક રાત તું મારે ત્યા આવીશ.

[ કૃષ્ણ ખચકાય છે. ]

કૃષ્ણ

( મનમાં ) આવી કુબ્જાને ત્યાં રાત ગાળવાની ?

કુબ્જા

( આખ ફેરવી ) એમાં ગણત્રી કરવા શું બેઠો ? જેવી અત્યારે કરી તેવી ત્યારે ખૂબ વાતો કરીશું. ( અવળું જોઇ ) પછી મને નિદ્રા આવે એટલે તું ચાલતો થજે.

[ કૃષ્ણની કલ્પના મારી જાય છે. ]

( ફરી પાત્ર ધરી ) હવે તારૂ ચંદન તું સાચવ.

[ કનકપાત્ર લેવા જતાં કુબ્જા અને કૃષ્ણ વચ્ચે અંગુલિસ્પર્શ થઇ જાય છે. એમ થાય છે કે કુબ્જા એક ફૂટડી યૌવનાના રૂપમા પલટાઇ જાય છે.

બન્ને ફાટી આખે એકમેકને તાકી રહે છે. ]

( પોતા પ્રતિ આશ્ચર્યથી જોતી ) કહાન ! આ શું ?

કૃષ્ણ

અદ્‌ભુત આશ્ચર્ય ! ( મનમા ) શું હશે ?

[ ચૂપકીદી ચાલે છે. ]

કુબ્જા

( ગભરાટ બતાવતી ) પણ હવે કંસના લોક મને ઓળખશે કેમ ?

કૃષ્ણ

( શાન્ત સહાનુભૂતિથી ) એ ચિંતાનો વિષય રહ્યો છે ?

[ કુબ્જા મીઠી મુંઝવણ અનુભવે છે. ]

કુબ્જા !–હવે એ નામે નથી શોભતું !–કુબ્જા, તારૂં નામ બદલીએ તો...?

[ કુબ્જા જાણી જોઇને અણઉત્તર રહે છે. ]

( પાલવ પકડી ) કહે; તારે ત્યા કયારે આવવું ?

[ ઉછાળા મારતી સ્તનબેલડી ઢાંકવા અર્થે પાલવ મૂકાવવાના પ્રયાસમાં કુબ્જા અને કૃષ્ણ વચ્ચે લગીર રસમસ્તી જામે છે.

પાસેથી પસાર થતી કોઇ નાની ગોવાલણી; આ નાટક નજરે ચડતા, ખડખડાટ હસી પડે છે.

નયનનાં નિમંત્રણ આપી, લજ્જાળ કુબ્જા વિદાય લે છે. નફ્ફટ કૃષ્ણ અનિમિષ આંખે એને જોયા જ કરે છે. ]

## સ્થળ : પ્રેમમંદિર

[ ઝગમગ તારલા ફુટતા જાય છે આગણે અને ઓટલે રંગોળીની ચિત્રવિચિત્ર ભાતો પાથરેલી છે. બારણે આસોપાલવનાં તોરણ ઝઝૂમે છે. મંદિરમાં પણ ધ્વપતાકા ફરફરે છે. ચંદરવાની ખુબી ન્યારી છે. ધૂપની ફોરમ અને દીવડાના તેજ જ્યા ને ત્યાં આછાં આવે છે.

ગર્વમૂર્તિ કુબ્જાનો મદ માતો નથી. ]

### કુબ્જા

સૌને પોતાને ત્યાં તાણનાર આજે મારે ત્યાં આવશે ! (અભિમાનથી) કેટલાંને એણે રઝળાવ્યાં છે ? ( ચિંતાથી ) મારૂં યે એમ થશે ?—તો ? ( ડોકું ઉછાળી ) પણ એમ તો મેં મારી દાનત દંભ નીચે દાબી રાખી છે ને ? એક વાર એની ગરજ જોઉં, પછી એની થાઉં. અને એ અગાઉ એને મારો કરી લઉં. એમ હશે તો જ એના આવ્યાનું અને મારા બોલાવ્યાનું સાર્થક થશે. નહિંતર—હા; નહિંતર તો એને બોલાવ્યો એવો પાછો વાળતાં મને ક્યાં નથી આવડતું. ?

[ કૃષ્ણ આવે છે. ઝાકઝમાળ જોઇ મનમાં મજા પામે છે અને એક ખુણે અદબબંધ ઉભો રહે છે. ]

વળી એ મારે અંગે અહિં ક્યાં આવવાનો છે ? પોતાના બે બોલ પાળવા એને ( ભાર દઇ ) આવવું પડશે. એમાં એ ઉપકાર શું કરશે ?

### કૃષ્ણ

( આગળ આવી ) સાચો ઉપકાર પોતાપર કરશે.

[ લોહી પડી હોય તેમ કુબ્જાનું મોં પડી જાય છે. ]

કુબ્જા

( હસી ) આવી ગયો ? પરંતુ હજુ એવો ને એવો રહ્યો !

કૃષ્ણ

( અમસ્થું ) કેમ ?

કુબ્જા

પાછું કેમ એમ પૂછે છે ! કોઈના અંતરની વાત સાંભળી લેતા તને લાજ નથી નડતી ? ( શ્વાસ ખાઈ ) તને અહીં પરબાર્યો આવવા કોણે દીધો ?—કોઈએ રોક્યો પણ નહિં ?

કૃષ્ણ

( જડતી જેમ ) રોકનારૂં રોકયું હતું ?

કુબ્જા

હા. વળી પગથિયે કોઇ દાસી ન હોતી મૂઇ ?

કૃષ્ણ

એમ જ. કોઇક બિચારૂં ઉંધું ઘાલીને પડયું હતું ખરૂં ! એને કયાં જાગરણ હતું ?

[ કુબ્જા ભમ્મર તાણે છે. કૃષ્ણને તેની અસર નથી. ]

કુબ્જા ! તું વળી, દાસી મટી, દાસી રાખવા કયારની લાગી?

કુબ્જા

એવું પૂછનાર તું વળી કોણ ? (નયન નચાવી) એ તો સારૂં છે કે તારાથી કશું થાય એમ નથી. બાકી બીજાનાં અંતરને તો ઘરમાં ઘુસી, આમ જ લાગમાં લેતો હોઇશ !

કૃષ્ણ

(હળવે હળવે) બાકીનાંને અત્યારે શું કામ સંભારો છો?

અંક ૧ ચિત્ર ૨

## સ્થળ : પ્રેમમંદિર

[ ઝગમગ તારલા ફૂટતા જાય છે આગળે અને ઓટલે રંગોળીની ચિત્રવિચિત્ર ભાતો પાથરેલી છે બારણે આસોપાલવના તોરણ ઝૂમે છે. મંદિરમાં પણ પતાકા ફરફરે છે. ચંદરવાની ખુબી ન્યારી છે. ધૂપની ફોરમ અને દીવડાના તેજ જ્યાં ને ત્યાં આડાં આવે છે.

ગર્વમૂર્તિ કુબ્જાનો મદ માતો નથી. ]

### કુબ્જા

સૌને પોતાને ત્યાં તાણનાર આજે મારે ત્યાં આવશે ! (અભિમાનથી) કેટલાને એણે રઝળાવ્યાં છે ? ( ચિંતાથી ) મારું યે એમ થશે ?— તો ? ( ડોકું ઉછાળી ) પણ એમ તો મેં મારી દાનત દંભ નીચે દાબી રાખી છે ને ? એક વાર એની ગરજ જોઉં, પછી એની થાઉં. અને એ અગાઉ એને મારો કરી લઉં. એમ હશે તો જ એના આવ્યાનું અને મારા બોલાવ્યાનું સાર્થક થશે. નહિંતર—હા; નહિંતર તો એને બોલાવ્યો એવો પાછો વાળતા મને ક્યાં નથી આવડતું. ?

[ કૃષ્ણ આવે છે. ઝાકઝમાળ જોઇ મનમાં મઝા પામે છે અને એક ખુણે અદબબંધ ઉભો રહે છે. ]

વળી એ મારે અંગે અહિં ક્યાં આવવાનો છે ? પોતાના બે બોલ પાળવા એને ( ભાર દઇ ) આવવું પડશે. એમાં એ ઉપકાર શું કરશે ?

### કૃષ્ણ

( આગળ આવી ) સાચો ઉપકાર પોતાપર કરશે.

[ લોંઠી પડી હોય તેમ કુબ્જાનું મોં પડી જાય છે. ]

કુબ્જા

( હસી ) આવી ગયો ? પરંતુ હજુ એવો ને એવો રહ્યો !

કૃષ્ણ

( અમસ્તું ) કેમ ?

કુબ્જા

પાછું કેમ એમ પૂછે છે ! કોઈના અંતરની વાત સાંભળી લેતા તને લાજ નથી નડતી ? ( શ્વાસ ખાઈ ) તને અહીં પરબાર્યો આવવા કોણે દીધો ?—કોઈએ રોક્યો પણ નહિં ?

કૃષ્ણ

( જડતી જેમ ) રોકનારૂં રોકયું હતું ?

કુબ્જા

હા. વળી પગથિયે કોઇ દાસી ન હોતી મૂઇ ?

કૃષ્ણ

એમ જ. કોઇક બિચારૂં ઉંધું ઘાલીને પડયું હતું ખરૂં ! એને કયાં જાગરણ હતું ?

[ કુબ્જા ભમ્મર તાણે છે. કૃષ્ણને તેની અસર નથી. ]

કુબ્જા! તું વળી, દાસી મટી, દાસી રાખવા કયારની લાગી?

કુબ્જા

એવું પૂછનાર તું વળી કોણ ? (નયન નચાવી) એ તો સારૂં છે કે તારાથી કશું થાય એમ નથી. બાકી બીજાનાં અંતરને તો ઘરમા ઘુસી, આમ જ લાગમાં લેતો હોઇશ !

કૃષ્ણ

(હળવે હળવે) બાકીનાને અત્યારે શું કામ સંભારો છો?

કુબ્જા

(મનમા) જોયું ? મને ય આમ કયા ઉશેટી દે...

કૃષ્ણ

(વધુ હળવે) આપણે એ ઓછાં છીએ ?

[ આશ્ચર્યની અવધિમાં કુબ્જા અવાક બની જાય છે ]

(નમ્રતાથી) બોલો; મને કેમ બોલાવ્યો હતો?—મારી શી સેવા ચાહો છો ?

કુબ્જા

(ભભૂકતી) તારે તો હું કહું એટલું કરવાનું છે.—કેવળ પૂછું એટલાના ઉત્તર વાળવાના છે.

કૃષ્ણ

(મનમાં) અજબ મોહિની છે ને? સૌન્દર્યના ઝરણા સાથ આવી શીયળની ખડકો નહોતી નીહાળી. પણ ખડક વિના ઝરણું શોભે ય શાનું? (વિચારપૂર્વક) વળી જ્યારે હું એના આકર્ષણમાં અંજાયો ત્યારે તો એ રૂપગુણની વેરી હતી ! (પોતાને પૂછતો) બધાને ભૂલું એવું એનામા શું હતું ?— કે સૌન્દર્યના સતત સંગની અરૂચિતું એ પરીણામ હશે ? (છટાથી, પ્રકાશ) કુબ્જા, તું કોની સામે વિવાદ કરે છે એનું તને જ્ઞાન છે ને ?

કુબ્જા

(ઉંચે જોઇ) ભાન છે—સાન પણ છે.

કૃષ્ણ

(લહરથી) નથી—નથી જ.

કુબ્જા

( કડકાઈથી ) હું જાણું છું કે હું એક એવા પુરુષની સામે ઉભી છું કે જેને પોતાની આબરૂ કદિ હતી નહિ એટલે પારકી લાજ લેવામાં જે ગર્વ લે છે, જેની અક્કલ અવળા પંથે ચડી ચૂકી છે એટલે સર્વને એ માર્ગે ખેંચવા જે પોતાની જુવાની બરબાદ કરી રહ્યો છે.

કૃષ્ણ

( આભાર પૂર્વક ) એવા એક નકામા માણસને નોતરીને તમે પણ...

કુબ્જા

( કપાળે કરચલી પાડી ) તારૂં મગજ કેવા ઊંધા અર્થ લેવા ટેવાઇ ગયું છે! ભમરા, તને આજે ખબર પડશે કે તને અને તારી જુવાનીને ઠોકરે મારે એવા ચંપક આત્મા જગતે જન્મે છે ખરા.

કૃષ્ણ

મારાં સદ્ભાગ્ય! એક જ એ પદાર્થપાઠ ભણ્યા વિનાનો રહી ગયો છે!

[ કુબ્જા દાઝી મરતી જણાય છે.
કૃષ્ણ ચંદરવાનું હીર તપાસવામાં પરોવાય છે. ]

કુબ્જા

( મનમાં ) ક્યાં લગી આ ભૂલભૂલામણીના દંભ ખેલ્યે જવા? હવે તો હારી જવાય છે. જાણે અંગે અંગ તૂટતું ન હોય!

કૃષ્ણ

( મનમાં ) કુબ્જામાં હું પદ ન હોત તો તે સર્વોત્તમા ગણાત. ( ચિંતન જેમ ) અને એક પ્રકારે તો એનો એ અવગુણ પણ એને

ઉત્તમ જ બનાવે છે ને ? નહિતર મારી સમા રસરસિયાને આટલા ગરજુ બનવાનો પ્રસંગ ક્યાથી સાંપડત ?

[ બન્ને અન્યોન્ય ઉપર છૂપી નજર નાખતા હોય છે. એવામાં ચાર આંખો એક થતાં કૃષ્ણમાં સાહસનું શૌર્ય જન્મે છે ]

( કુબ્જા કને આવતાં ) દયાળુ કુબ્જા, તેં મને ચંદન આપ્યું. એનું બહુમા બહુ મૂલ્ય કેટલું કહેવાય ?

કુબ્જા

અમૂલ્ય !

[ કૃષ્ણના હોઠપર હાસ્ય છલકાય છે. ]

અરે ! એની મહીં તો મારા હૃદયના તરંગ ઘસાયા હતા ! એનાં મૂલ્ય આપવાની ચિંતા કરવી એ કેવળ મૂર્ખાઈ નથી ?

કૃષ્ણ

ભલે રહી. કારણ જગતની આ પહેલવહેલી મૂર્ખતા ક્યાં છે ? બ્રહ્માનો જન્મ એ પહેલી ભૂલ, પૃથ્વીનો જન્મ એ બીજો અપરાધ, આપણો જન્મ એ ત્રીજી ગફલત...

કુબ્જા

( ધ્રુજી જઈ ) બહુ થયું. ( શાન્તિથી ) જાદવા ! આમ ઉકળી શું ગયો ?

કૃષ્ણ

( દુપટ્ટાપર હાથ ફેરવતો ) ચાલ વાત બદલીએ. ( ખૂંખારી ) રસીલી કુબ્જા, અમૂલ્ય ચંદનના અનુપમ વળતરમાં મેં તને કુબ્જા મટાડી...

કુબ્જા

નેં મને કુબ્જા મટાડી ?

કૃષ્ણ

કહું કે મારા સ્પર્શે એમ થયું.

[ કૃષ્ણ વમળમાં ગુંથાય છે. તો ય– ]

કુબ્જા

( મરડાઇ ) એટલે ? ધુતારા, વળી ધતીંગ આદર્યાં ?

કૃષ્ણ

( મીઠાશથી ) એ હું કશું ,નહિ કહું.

કુબ્જા

( ખીજાઇ ) કૃષ્ણ, વિચિત્ર વાતો શું કરતો હોઇશ ?

કૃષ્ણ

વિચિત્રતા વગર શ્રદ્ધા કયા છે ?

કુબ્જા

કહેતો હોય તે સીધું કહે ને ?.

કૃષ્ણ

કહું ?–માનીશ ખરી ?

કુબ્જા

કહેને ? આમ અધીરા કરવાનો શો અર્થ ?

કૃષ્ણ

( રસપુર્વક ) ભોળી કુબ્જા, તારૂં ગયું જીવન તું જાણુ છ ખરી ?

કુબ્જા

( નચિંત જેમ ) ના. ( વિરામ લઇ ) જાણીને કામ શું ?

કૃષ્ણ

કારણ કે જાણવા જેવું છે.

કુબ્જા

( હસી જઇ ) તે શું તને એની જાણ છે ?

કૃષ્ણ

( નયન નમાવી ) હા.

કુબ્જા

જા, જા હવે.

કૃષ્ણ

મનાય તો માનજે.

કુબ્જા

( મનમાં ) જાણવામાં શું જાય છે ? ( પ્રકાશ ) પણ તું ક્યાંથી જાણે ?

કૃષ્ણ

( કેટલીય વારે ) જો સાંભળે છે ત્યારે શ્રદ્ધાભર સાંભળજે.

કુબ્જા

( મલકાઇ ) તારી વિનતિ છે તો તેમ કરીશ.

કૃષ્ણ

પ્રિય કુબ્જા, જીવનમા કલ્પી ન હોતી એવી અગમ્ય કલ્પનામાં હમણાં હું ડોલતો હતો.

કુબ્જા

પછી ?

કૃષ્ણ

મને કંઇક એમ ભાસ્યું કે આપણો સંબંધ નવો નથી, માત્ર જૂનાનું અનુસંધાન છે!

કુબ્જા

( આનંદભર ) પછી ? પછી ?

કૃષ્ણ

હસીશ નહિં. એને માટે ઢગલાબંધ પ્રસંગો મળી રહેશે. ( ગંભીર બની ) જાણે કે, ગયે ભવ હું રામ પણ હોઉં...

કુબ્જા

( ઉત્સાહના અતિરેકમા ) અને હું ?

કૃષ્ણ

( અવળા ફરી ) કેવળ એક વેશ્યા !

[ કુબ્જાનું અભિમાન ઓગળી જાય છે. ]

પણ ત્યારે તું અજબ હોઇશ ! પુષ્પાંગી તો તારૂં નામ હતું.

[ કુબ્જા હોંશથી કૃષ્ણ સામે તાકી રહે છે. ]

વનમા–એ પંચવટીમા તને મારો મોહ લાગ્યો–જેવો આ પળે મને....

કુબ્જા

( આતુરતાથી ) એને ને આને શો મેળ ? મને સઘળું સંભળાવ.

કૃષ્ણ

ખરૂં કહ્યું. ત્યારની અને અત્યારની સ્થિતિમા ખૂબ અંતર છે. તારો એ મમત સ્થૂલ ન હોતો–સૂક્ષ્મ હતો. જીવનભરના પાપ ધોવા

સારૂ તેં મારો ચરણસ્પર્શ કર્યો. ઝુંપડીમાથી જગદમ્બા જેવાં જાનકીએ એ જોયું અને તને શાપ દીધા!

કુબ્જા

કે...?

કૃષ્ણ

કે હવેને અવતાર તું ઢંગધડા વિનાની કુબ્જા જેવી જન્મીશ!

કુબ્જા

(મો ઢાવકું કરી) અને રામ સમો ક્ષત્રિય એ અન્યાય સાખી રહ્યો?

કૃષ્ણ

(ભારથી) નહિં જ. પુષ્પાંગીના મનોરથ પુનર્જન્મે પૂરા પાડવાનું એણે તુરત જ વચન દીધું.

કુબ્જા

(મનમા) શું સુંદર કલ્પના! (પ્રકાશ) કૃષ્ણ, આવું બન્યું હશે?

કૃષ્ણ

હુ માનવા લલચાઉં છું. (મલકાઇ) માત્ર અંગુલિસ્પર્શથી તારા સઘળા દિદાર ફરી જાય એ, એ પછી તો, સાવ સામાન્ય હકીકત બને છે.

કુબ્જા

(મનમાં) સાચું ન હોય તો ય કેવુ કુદરતી લાગે છે? (ઊર્મિ આવતા, પ્રકાશ) કૃષ્ણ, કૃષ્ણ! મેં તને માત્ર ચંદન આપ્યુ...

કૃષ્ણ

(શબ્દો પીસીને) માત્ર ચંદન!

કુબ્જા

( ઉશ્કેરાઈ ) ત્યારે વળી ? ( શાન્ત થઈ ) અને વળતરમાં તેં મને નવલું, તેજોમય, પુણ્યવંતુ જીવનદાન દીધું...

કૃષ્ણ

કોણે કહ્યું ?

[ બન્ને મનની મુશ્કેલીઓ અનુભવે છે. ]

કુબ્જા

(મનમાં) ઉર ઉઘાડું ? (હોઠ કચડી) મને કુબ્જા મટાડી પુષ્પાંગી કરવામાં એક જોતા તો તેણે પોતાના—એમ કે પોતાની સીતાના—પાપનું પ્રાયશ્ચિત જ કર્યું કહેવાય. એથી હું કાંઈ ઓછી બંધનમાં આવું છું ? (ધીમે ધીરે) અને કૃષ્ણની આ પહેલી લીલા નથી. પૂતનાનો વધ, બ્રહ્માડનું દર્શન, ગોવર્ધનનું ધારણ : એના જીવનમાંથી આવું કેટલુંય જડે એમ છે.

કૃષ્ણ

(મનમાં) કસોટી ક્યાં લગી ?

કુબ્જા

(મનમાં) કૃષ્ણ કેવો કુશળ છે ? (વિચારી વિચારી) તોય મને તો એ સંજોગોનો સાધનારો લાગે છે. જે સમયે જેની ગરજ, તેનું પૂજન ! પહેલાંની કે પછીની એને પડી નથી ! આજે અત્યારે મારે માટે વલખાં મારે છે : કાલે ક્યારે ઓળખતો અટકે, એની કોને ખબર છે ?

કૃષ્ણ

(આકળા અવાજે) પુષ્પાગી, તારામાં આ કઠોરતા કેવી ? જાણે હું તો આરસનું પુતળું હોઉં...

કુબ્જા

(હસી કાઢી) કહે ને કે પથ્થર...

[ કૃષ્ણ બીજી બાજુ ફરી જાય છે એટલે કુબ્જા અધુરેથી અટકે છે ]

(સાનંદ, મનમાં) એમાં એનો દોષ નથી.

કૃષ્ણ

(ડગ ઉપાડતો) કુબ્જા! — તને પુષ્પાંગી કહેવાનો નથી—હું જાઉં છું.

કુબ્જા

જાય ક્યાં? મારી રજા વિના...

કૃષ્ણ

(દૂર જતો) એટલે તો....

[ કૃષ્ણ બારણે પુગે છે. કુબ્જાનું હૃદય થનગન થાય છે. ]

કુબ્જા

(જોરથી) એમ નહિ જવાય.

કૃષ્ણ

(ઉંબર વચ્ચે ઉભો રહી) ત્યારે?

કુબ્જા

પાછો આવ. (ધીરા અવાજે) તારું વચન વીસરી ગયો? — મારાં નયન ઘેરાવા લાગે પછી ત્યારે ગુપચૂપ ચાલી જવાનું છે.

કૃષ્ણ

(આગળ આવી) પણ મારાં નયન ઘેરાય ત્યારે ..

કુબ્જા

(સત્તાથી) ન ઘેરાવા દેવાં. વચન આપ્યા અગાઉ એ વિચારવું હતું.

[ સઘળું સહન કરી, શીર નમાવી, એક ગુલામ માફક કૃષ્ણ કુબ્જા સમક્ષ મુંગે મોંએ ખડો થાય છે.
કુબ્જાનું દિલ પીગળે છે કૃષ્ણનાં નયનના નીર લૂછી, એ કૃષ્ણનો હાથ પોતાના હાથમા લે છે. ]

(આવેશના ગળગળા સાદે) મારા કૃષ્ણ ! હું તારી છું એ પોતાપણું મને વહેમાવ્યા કરે છે, એટલે હું તને ભયંકર સ્ત્રી લાગું છું.

કૃષ્ણ

(કુબ્જાનો હાથ હૃદયપર રાખી) એટલે ?

કુબ્જા

મારો મટી તું પારકો ક્યારે થા...

કૃષ્ણ

(વેણીને હળવે હાથે પંપાળતો) સદાય તારો રહું તો ?

કુબ્જા

(અધીરપથી) તો...તો...

[ કુબ્જા તાળી પાડે છે બારણે દાસી આવે છે. તેને જોતાં કૃષ્ણ ચમકે છે. ]

(દાસીને) પેલો પૂજનથાળ લાવ.

[ દાસી જાય છે. ]

કૃષ્ણ

(સતત આશ્ચર્યમાં) આ તો પેલી...

કુબ્જા

હા, એ જ છોકરી. આપણી મસ્તીની વાત ક્યાંય ન જાય એટલા વાસ્તે એને મેં જ રોકી લીધી.

[ કૃષ્ણને લહર આવે છે
દાસી થાળ લઈ આવે છે. અંદર ચંદન, મંજરી, તાંબુલ, ફૂલમાળા વગેરે સામગ્રી ભરી છે.
કૃષ્ણ વિસ્મયમુગ્ધ ઉભા છે ]

(બાજઠ બતલાવી, દાસીને) ત્યા મૂક. પછી તારું કામ કર.

[ થાળ ગોઠવી, છાનાં ડાચિયાં કરતી, દાસી જાય છે ]

કૃષ્ણા ! લે, ચંદન ચોળું.

[ કૃષ્ણની બેઉ હથેળીમા કુબ્જા ચંદન લીપે છે. ]

કૃષ્ણ

(મનમા) વાહ કુબ્જા !

કુબ્જા

જોજે. રેખાઓ જેટલી ઉજળી કરું છું એટલી ઉજ્જવળ રહેવા દેજે.

કૃષ્ણ

(મનમા) ધન્ય પુષ્પાંગી !

કુબ્જા

(મંજરી આપી) ચાખ. એ લીમડાની—આપણા સંકેતસ્થાનની બલિહારી ચાખી લે. એની કડવાશથી અંતરના તાપ અળગા થશે.

[ કૃષ્ણ મંજરી આરોગે છે. ]

(તાંબુલ લેતી) ને આ તાંબુલથી—હોંશથી હાથે તૈયાર કરેલા તાંબુલથી તારું હૈયું છલબલ કર.

કૃષ્ણ

(તાંબુલના ટૂકડા કરી, એક કુબ્જાને ધરી) અને તું પણ.

કુબ્જા

(માળા આરોપતી) મારા જ કૃષ્ણ! ભૂલવી હોય તો આ માળા ભૂલજે, એની સુમધુર સુવાસ ભૂલજે, ભૂલાય એ ભૂલજે. પણ એની ભૂખી માલણને ન ભૂલીશ.

કૃષ્ણ

(કુબ્જાના હૃદય સરસો હાથ રાખી) નહિ ભૂલું—નહિ ભૂલું.

કુબ્જા

(કૃષ્ણના દુપટ્ટામાંથી બંસી ખેંચી કાઢી) ને આ બંસી જેમ જ સદાસર્વદા સાથે રાખજે.

[ કૃષ્ણના હૃદયમાં મેઘધનુષ પૂરાય છે. ]

કૃષ્ણ

બંસી જેમ જ શું કામ? એને બદલે રાખું તો?

[ કૃષ્ણ બંસીના ટૂકડા કરે છે.
એ વિજયના આનંદમા કુબ્જાના ગાત્ર પ્રસ્વેદભીના થાય છે. ]

ને પછી તો બંસીપરના જુલ્મ તારે સહેવાના રહેશે. (ચુંબનોની ઝડીઓ વર્ષાવતાં) આજે તો પંચેન્દ્રિયનો ઉત્સવ છે!

# ઝાકળનું મોતી

## સ્થળ : ટેકરી

[ સલૂણી સન્ધ્યા જામતી જાય છે
શરદ બેઠી છે. વૃક્ષરાજીના પાદડે પાંદડેથી નવયૌવનનો સંચાર સંભળાય છે.
ટેકરીની ટોચે શંકર વિરાજ્યા છે. ખોળામા પાર્વતી છે. ]

**શંકર**

હવે હદ થાય છે, ઉમા !

**પાર્વતી**

શું કહ્યું, નાથ ?

**શંકર**

( નમ્ર રહી ) બીજું તે શું હોય ? પણ કયારેક તારાથી વગર વિચાર્યું બહુ બોલી જવાય છે. ( શાણપણ શીખવતા ) સત્તાનું સાચું મૂલ એના સદુપયોગમાં છે. બાકી ગેરલાભ તો ગમાર પણ લઇ જાણે.

**પાર્વતી**

( ગમ ન પડતાં ) કદિ નહિં અને આજે આટલાં વર્ષે હવે તમે મને બોધ આપવા બેસશો ?

**શંકર**

કારણ કે તારો તનમનાટ હજુ જેવો ને તેવો તાજો છે.

પાર્વતી

( સૂર પૂરતી, રસથી ) અને આપનો ?

શંકર

મસ્તી જવા દે. ( આકાશ ભણી નીરખી ) બાર બાર માસે વાદળનો ગડગડાટ એક–બે–ત્રણ માસ હોય. જીવનની ગંભીરતામાં હાસ્ય એટલું શોભે. એની જો અતિવૃષ્ટિ થાય તો પરિણામ અનાવૃષ્ટિથી ય કપરૂં આવે.

[ પાર્વતી પોતાના કુતૂહલપર કંટાળે છે. એટલે– ]

પાર્વતી

( કટાણા મોંએ ) પણ તમને આમ પતિ મટી ગુરુ થતાં આવડ્યું. એમ મને પત્ની મટી શિષ્યા થતાં નહિ આવડે.

શંકર

( શાન્તિથી ) તારી પાસેથી હું એથી વધુ ઇચ્છતો પણ નથી. જો મારી અર્ધાંગના જેમ તું રહે....

પાર્વતી

( ઉશ્કેરાઇ ) બીજી કઇ રીતે હું રહેતી આવી છું ? આવો અનર્થ કોઇ પરાયાએ ઉચ્ચાર્યો હોત તો એવો શાપ આપત કે....

શંકર

( ખભા ઝાલી ) જો; અત્યારે હું જે કહું તે તું સંયમથી સાંભળજે. નહિતર કહ્યું ન કહ્યું સરખું થશે.

[ પાર્વતીમાં શીતલતા સ્થપાય છે. ]

તારા સતીત્વમાં મને સદાની શ્રદ્ધા છે. એ અંગેના તારા સામર્થ્યથી હું ગર્વિષ્ટ છું. પરંતુ એનો ઉડાઉ ઉપયોગ....

પાર્વતી

ઉડાઉ ! તમે ઉડાઉ શેને કહો છો ?

શંકર

જેના વપરાશ પાછળ પોતાનો ઉદય નથી, પારકાનું પતન છે, એ સઘળું ઉડાઉગીરીથી યે અધમ છે.

પાર્વતી

સાચું. પણ એનું આપણે શું ?

શંકર

સાંભળ. ચિત્રકેતુને તેં શાપ દીધો એ આવા પ્રકારની અયોગ્યતા હતી.

પાર્વતી

(ડોકું ધુંણાવી) ના. ભર સભામાં મારું અપમાન થાય એ ઘટના મારા માટે અસહ્ય હતી. અને એટલે જ, ભવિષ્યમાં પણ સુરલોકના કોઈ અન્ય પુણ્ય આત્માને એ એવો અન્યાય ન કરી બેસે એટલા ખાતર, મેં એને વૃત્રાસુર બનાવ્યો. એમાં મેં અજુગતું શું કર્યું ?

શંકર

( હસી ) પ્રિય પાર્વતી, પોતાના અજ્ઞાનને પારકાની ઉણપ માનવી એ કેટલું સુલભ છે ?

પાર્વતી

( અકળામણમાં ) એટલે ?

શંકર

( સાન્ત્વન જેમ ) ચિત્રકેતુ સામાન્ય નહોતો. એ ને હું સરખા પ્રભુ પ્રિય છીએ. એણે ધાર્યું હોત તો એ સામા શાપ વરસાવી શકત. ન વરસાવ્યા એ જ એની ઉદારતા.

[ પોતાની અલ્પતાનું ભાન થતાં પાર્વતી ઘવાય છે. ]

અને ઉમા, કોઇ સાચું કહે એનું માઠું લગાડવાનો આપણને
અધિકાર નથી. ભર સભામા ય મારા ખોળામાં સમાવાની હઠ તું જારી
રાખે ત્યારે એકાદ ચિત્રકેતુ એને વખોડી કાઢે એમા અસાધારણ
શુ ? ( અકકડ અવાજે ) મનેય એ ખટકે છે. વિના એકાન્તે પામર
પ્રાણીઓ સુદ્ધા એકમેકથી અળગાં રહેવાનું સાચવે છે. સાતે પહોર ને
સત્તાવને ઘડી મારી સગે રહેવામા...

પાર્વતી

( રૂંધાએલા સ્વરે ) હું બોજારૂપ લાગું છું ?

[ મો ફેરવી પાર્વતી આંખમાથી ઉભગતાં જળ લૂછી લે છે.
શંકર હથેલીથી પાર્વતીનું મો પોતાની દૃષ્ટિ સમીપ
લાવે છે પછી— ]

શંકર

ખુબીથી ) બસ કે ?

[ મરજી વિરૂદ્ધ પાર્વતીથી મલકી જવાય છે. ]

( લાભ લઇ ) ગિરિજા, જેને પૃથ્વીનો ભાર વિસાતમાં ન હોય એને
તું ભારે પડીશ ?

[ સામસામાં નેત્ર મંડાય છે. ]

( પ્રસન્નતાપૂર્વક ) પ્રિયદર્શના, હોય એટલી હિંમત લાવી એક વા
કહે કે આ દેહમાં તને આવડો તે શો નેહ લાગ્યો છે ?

પાર્વતી

( ગુમાનથી ) એ જેને જાણવું હોય તેણે સાક્ષાત પાર્વતી
અવતાર ધારણ કરવો જોઇશે

શંકર

( આજીજી જેમ ) બીજું બધું નહિ તો માત્ર આટલું કહે. એ પળ મારાથી છૂટાં ફરવાનું તને મન નથી થતું ?

પાર્વતી

( મનમાં ) કેવો કમેળનો પ્રશ્ન પૂછે છે ?

શંકર

( આગ્રહથી ) કહે; કેમ મન નથી થતું ?

પાર્વતી

( મનમાં ) એટલું જો કહેવાતું હોત તો બાકી શું હતું ? ( મલકતાં, પ્રકાશ ) આઘેથી તમે એવા લાગો છો કે કા તો તમારાથી દૂર જ દૂર, અને અથવા તો તમારી પાસે જ પાસે, વસ્યા વિના મારો આરો નથી.

શંકર

એમ કેમ ? ( નયન નચાવી ) શું હું ખૂબ જ ભડકામણો છું ? હું તો માનતો હતો કે પાર્વતી જેવાં સતી જેનામા મોહ્યાં એ પુરૂષવરનું સૌન્દર્ય...

પાર્વતી

( હામ ભીડી ) પાછળથી પસ્તાવા જેવું થયું હશે તો ?

[ પાર્વતીથી વધારે વાર હાસ્ય ખાળી શકાતુ નથી. ]

શંકર

( નયન નમાવી ) હા. હર્ષના આસું જેમ, આ તારા હોઠ પણ અત્યારે પ્રાયશ્ચિતનો જ આનંદ અનુભવે છે ને ?

[ પાર્વતી અંતરના ઉમળકાને દાબી રાખે છે. આમ કરતાં એનામાં આપોઆપ ગાભીર્ય આવી જાય છે. ]

પાર્વતી

( બોલવા ખાતર ) પ્રાણપ્રભુ, સૌ પોતાનું રૂપ જોઈ શકતાં હોત તો બ્રહ્માંડનું અડધું અભિમાન ઓગળી જાત.

શંકર

( નિજાનંદથી ) સાચ્ચી વાત કીધી. મારે, તારે અને બહ્માને હૈયે કોતરવા જેવી એ હકીકત છે. ( વક્ર સરલતાથી ) માત્ર અત્યારે નકામી છે.

પાર્વતી

( શબ્દો ઝીલી લઈ ) અત્યારે જ ખરા ખપની છે.

શંકર

કઈ રીતે ?

પાર્વતી

મારા રૂદ્રનાથમા કેટલી અહંતા છે; એ એનાથી પુરવાર થાત.

શંકર

(જેમ તેમ) અહંતા પણ અમુક અંશે આવશ્યક છે. શિવમાં અંહતા—પોતાપણું ન હોત તો એના જીવનમા બીજું કશું છે ય નહિ.

[ બેઉને ચૂપ થવાનો વારો આવે છે. ]

(મનમાં) પાર્વતી શંકરને ન ઓળખે એ ઓછું દર્દમય છે ? જડ નગરાજની દુહિતામાં ચેતનના અંકુર કોણે પ્રગટાવ્યા હોય ? (પાર્વતીને આહલાદ આપવા મિષે, પ્રકાશ ) મને વીંટળાઈ રહેવાનું તારૂં કારણ કેવું અદ્‌ભુત લાગે છે ? પણ અમ્મા, તારી આ ટેવ અંગે લોકો મને સાંમ્બ કહેતાં શીખ્યાં છે !

પાર્વતી

(ઉલ્લાસમાં આવી) ખરેખર ? તમારે સ્થળે હું હોઉં તો એને અભિનંદન લેખું. પછી અભિમાનથી ફૂલાતી ફરું !

શંકર

( વિનયી વિરોધથી ) ના. આપણું જગત એટલું ઉદાર નથી. એમના અક્ષર અક્ષરના અર્થ ઉંડા હોય છે, ઉંધા હોય છે.

[ પાર્વતીના મુખપર ચિંતાની આછી વાદળી આવે છે. ]

ટૂંકામાં, એમને મન હું વહુઘેલો છું ! સુંદર શબ્દોમાં વીંટેલી એ ચોખ્ખી ગાળ છે. દેવી, સમજાય છે ?

[ વાદળી આછી ઘેરી થતી જાય છે. ]

( મનમાં ) એને અંતરમાં ઓછું આવતું લાગે છે. (પ્રકાશ) ગૌરી, હું આમ જોગી જેમ કેમ ભટકું છું; એ મેં તને કદિ નથી કહ્યું ?

પાર્વતી

( માંડ માંડ ) ના.

શંકર

તો અત્યારે કહું. ફક્ત તારા સિવાય, મારાથી બીજાં સૌ ડરતાં રહે એ મારો મુખ્ય ઉદ્દેશ છે. સાચે જ, તેં કહ્યો એવો જ હું છું.

પાર્વતી

( નીચે વદને ) ના. નથી. એ મારી ભૂલ હતી. ભૂલી જજો.

શંકર

( પાશમાં લઇ ) ગિરિબાલા, શરમા મા. આ વ્યાઘ્રચર્મ ગમે તેને ભડકાવે એવું છે, નહિ ?

પાર્વતી

પણ હું તો તેનાથી ટેવાઇ ગઇ છું.

શંકર

અને મૃદુ કુસુમને સ્થળે આ કઠણ રૂદ્રાક્ષની માળા...

પાર્વતી

(વચ્ચે પડી) કુસુમમાળા તો ક્યારેક આપણે નન્દીને પણ પહેરાવીએ છીએ.

શંકર

(મધ ઢોળતા) પરંતુ હરઘડી તને એના કાંટા વાગતા નથી?

પાર્વતી

તો તમને મારી નથની ક્યાં ઓછી નડે છે?

શંકર

આ સર્પનાં કુંડાળાં...

પાર્વતી

સમસ્ત બ્રહ્મા એ રુત્તા માત્ર મારા શંભુની છે.

[ શંકર નવતર દલીલ શોવે છે. ]

(ટોળથી) પ...ણ હા. કોઇક કાળે એ ગુંચળા અથાગ પજવે છે.

શંકર

(તુરત) ક્યારે?

પાર્વતી

જ્યારે ઉછાળા મારી મારીને એમની નાની શી જીભથી મારા આલને એઓ ભીંજવી મારે છે!

શંકર

એ સામે તો મારે વાંધો હોય ને?

[ બેઉ અવળા ફરી જાય છે. ]

(જરા વારે) પણ આ અસ્તવ્યસ્ત જટા ઉપર તને ચીડ નથી ચડતી ?

પાર્વતી

(બેધડક) ના.

શંકર

(આખું અંગ હલાવી) તું તે સ્ત્રી છું કે...

પાર્વતી

પત્ની.

શંકર

(મનમા) શી શાન્ત વ્યાખ્યા !

પાર્વતી

(મનમાં) છતા સ્ત્રી છું એટલું કેમ નહિ ભૂલાતું હોય ? પેલી જટામાં વસનારી કેવી ડાકણ જેવી લાગે છે ? બહુ પૂછે છે ત્યારે એક વાર એટલું સંભળાવી દીધું હોય તો ?

શંકર

સતી સ્ત્રી, મારી વિરૂદ્ધ તારે કશું કહેવાનું નથી ?

પાર્વતી

(મનમાં) કહી દઉં ? આજની પંચાતનું ખરૂં મૂળ તો મન્દાકિની જ છે ને ? મારી આખ સામે એ ન હોત તો મારા ભોળાનાથને થાકવા વેળા આવે ત્યાં લગી એમના ખોળામા હું ખોડાઇ ન રહેત. (પ્રકાશ) કહેવા જેવું કશું નથી.

શંકર

(આતુરતાથી) ન કહેવાય એવું તો કંઇ નથી ને ?

[ આ અણધાર્યા પ્રશ્નથી પાર્વતી આશ્ચર્યમુગ્ધ બને છે.

પાર્વતી

રહેવા દો. કેટલુંક ન જાણવામા મજા છે.

શંકર

( ગુસ્સો કરી ) એ કેવો ચમત્કાર કહેવાય કે જેને શિષ્યા થતા ન આવડે એ આપમેળે ગુરુપદ ઓઢી લે !

[ પાર્વતી શંકર સામું જૂએ છે.
શંકર પોતાના હૃદય સામું જોતા હોય છે. ]

પાર્વતી

( પરિણામની પરવા વિના) તમને ક્રોધ ન ચડે એટલા વાસ્તે કહેતી નહોતી. પણ નથી કહેતી તેટલા માટે કોપાયમાન થતા હો તો હું શબ્દ સરખો છૂપાવવા માગતી નથી.

[ શંકર ઉંચું જૂએ છે. ]

જૂઓ. હું તમારો સંગ નથી તજી શકતી તેનું એક જ કારણ છે. અને એ ઉઘાડું છે. મારી આંખો આગળ તમે ભાગીરથીને સંઘરો એ મારે માટે સજ્જડ શિક્ષા છે. માત્ર પાર્વતી જ નહિ, પણ કોઇ જ માખી ન શકે એવી આ વિષમ અવસ્થા છે ! હું તમને કેમ છોડી શકું ?

શંકર

( મનમાં ) સમજાયું. ( પ્રકાશ ) હિમવની, ગંગાનું ગુમાન ઉતારવા મેં એને જટામાં જકડી છે, એ ક્યાં કોઇથી અજાણ્યું છે ?

પાર્વતી

એ પૂછશો જ મા. પારકાનાં ગુમાન ઉતારવા જતા ઘણાંએ પોતાનાં ગુમાવ્યાં છે !

શંકર

એ હશે. પણ મારાથી એ ઓછું ભૂલાવાનું હતું કે કોઇ પાર્વતી નામની સ્રીને હું ક્યારનો પરણ્યો છું ?

પાર્વતી

ભૂલવાની જરૂર શી હતી? તમારા દેવપુરૂષો તો જ્યારે ને ત્યારે, જ્યાં ને ત્યાં મરજી મુજબ વર્તવાનો પરવાનો લઇને બેઠા છે ને ? એમની પત્નીથી બીજો પુરૂષ ન થાય: પણ એમના પોતાથી....

શંકર

આવેશથી) બહુ થયું. ઇર્ષ્યાય હદમાં સારી.

પાર્વતી

(વિનવણી જેમ) હું નહોતી કહેતી ?—કે ક્રોધ જન્મશે. ને જન્મ્યો !

શંકર

(સ્વમાનથી) ઉમા ! મહા અગ્નિને પ્રકટાવવા નાની ચિનગારી બસ છે! કેવળ પાર્વતી જેનું જીવન હતું અને છે એના વિષે, પાર્વતી પોતે જ એના મોંએ આરોપ સમું સંભળાવે ત્યારે સામેથી જ્વાળા ભભૂકે તો તેમાં વાંક કોનો ?—ચન્દ્રની કૌમુદી એ પાર્વતીનો સદ્ગુણ હશે: સૂર્યનો અગ્નિ એ શિવનું વ્યક્તિત્વ છે.

[ જાણે વીજળી પડી હોય એમ પાર્વતીનું હૃદય થરથર કંપે છે. ]

જાહ્નવીને હેતુસર શીરમાં સમાવી છે. હૃદયનાં તો નહિ જ, પણ નયનના ય શુદ્ધ મિલનના પ્રસંગો મેં એથી અસંભવિત કરી નાંખ્યા છે! (કપાળ પ્રતિ આગળી ચીંધી) આ લલાટપરની ચન્દ્રલેખા પણ એટલી જ નિર્મળ છે. તારા દક્ષયજ્ઞમાં સોમદેવને મારાથી અન્યાય થએલો એનું એ પ્રાયશ્ચિત છે. ઉમા ! પાર્વતી ! મહેશ કોઇને અન્યાય કરશે નહિ: કોઇનો અન્યાય સહેશે નહિ.

પાર્વતી

(લાગણીથી) પ...ણ ક્ષમા તો દેશે ને ?

શંકર

પૂરેપૂરી હોંશથી. ત્રિપુરારિ તેમાં ય સ્વમાન સમજે છે.

[ પાર્વતીને સાધારણ સંતોષ થાય છે. એ જ પળે કશુંક સાંભર્યું હોય એમ એના હાવભાવ ઉપરથી સ્પષ્ટ સમજાય છે. ]

પાર્વતી

શંકરનું સ્વમાન એટલે પાર્વતીનું સર્વસ્વ. પિતા દક્ષરાજના યજ્ઞમાં પુત્રી સતી સમાધિના અગ્નિથી પોતાનો દેહ ભસ્મીભૂત કરે એ અન્ય ક્યા કારણસર ? પિતા પણ પતિનું અપમાન કરે ત્યારે....

શંકર

ધીરી થા. જો...

પાર્વતી

ના. મારું સાંભળી લો. ત્યારે તો મેં દેહ ત્યજ્યો. પરંતુ આત્મા અમર હતો. એણે ઉમાનું રૂપ સ્વીકાર્યું : તો ય સેવા તો રૂદ્રની જ સાધી.

શંકર

( પ્રસન્ન વદને ) એવી સતી, ગંગા સામે ભમ્મર તાણે એ ઓછું હાસ્યાસ્પદ કહેવાય ?

પાર્વતી

( નયન તાણી ) વળી એની એ વાત ? ( મટકું મારી ) મરવા દો–

શંકર

એમ નહિ મરે. પ્રણયના કલહ અનાદિ હતા, અનંત છે.

[ પોતે ઉત્તર ન આપે તો વાતનો વિષય બદલાય એમ માની પાર્વતી મૌન સેવે છે. ]

પણ પાર્વતી, એક વાત આપણ બન્ને ભૂલ્યાં !

પાર્વતી

શી ?

શંકર

એ અગાઉથી સાભરી હોત તો કશી ચકમક ઝરત નહિ.

પાર્વતી

( અધીર બની ) પણ કઇ ?

શંકર

( ધીરજથી ) મદનદમનની.

[ પાર્વતીનો ઉત્સાહ શમી જાય છે. ]

( હુંપદથી ) એ મને વીંધવા ગયો ! મેં એને વીંધી અનેકને ઉગાર્યાં !—કેમ; એમ જ ને ?

[ હવે પાર્વતીને અકળાવી કરવાની વૃત્તિ થાય છે. ]

પાર્વતી

મને ઉલટું લાગે છે.

શંકર

એટલે ?

પાર્વતી

મદન જીવંત હતો ત્યારે રતિ પાસેથી મેળવેલી નવરાશની પળોમાં જ પોતાનાં જાદુ અજમાવતો હતો. તે પણ એક સ્થળે એકના ઉપર.

[ પાર્વતી બોલવું બંધ કરે છે. ]

શંકર

અને હવે ? (ચીડથી) શું પ્રેત થઇને...

### પાર્વતી

( શાન્તિથી ) ના. ( હસતાં જતાં ) પણ મને ભય છે કે એની ભસ્મના રજકણ કૈલાસની ચોમેર ફરી વળ્યાં છે !

### શંકર

( હૃદયપર આંગળાં અફાળી ) અને તો પણ શું પ્રલયના અધિષ્ઠાતા પિનાકપાણીની સમીપ આવવાનો એ ખ્યાલ સુદ્ધા લાવી શકશે ? ( ગજબ ગર્વથી ) અરે ! મહા નારાયણની પણ મગદૂર નથી ! — સતી, શું સમજી ? —મહા ના રા ય ણ ની પણ મગદૂર નથી !

### પાર્વતી

( ખોળામાથી આઘી ખસી ) થયું.

[ પાર્વતી ચાલવા લાગે છે. ]

### શંકર

પણ આમ એકા એક......

### પાર્વતી

આજ લગી દિલમાં જે કપટ હતું તેનું પહેલાં પ્રાયશ્ચિત કરી આવવા દો. માનસરોવરનાં પવિત્ર જળ આજે અદકા પવિત્ર લાગશે !

[ પાર્વતી જાય છે, ]

### શંકર

( હર્ષથી ) આજથી અમારું અદ્વૈત જામશે ! જીવનકુસુમમા સૌન્દર્ય અને સુરભિ એવા ભળી રહેશે કે જેનાં નવા વિશેષણો ઘડવાના રહેશે !

[ એક ફૂલછોડ તરફ નજર જતા શંકર ત્યા જાય છે ફૂલ પૂરું ચૂટ્યુ નથી એટલામા શકર કોઇ કોમળાગી મોહિનીને જોવા પામે છે ને સ્થંભી જાય છે. ]

મોહિની

( તોરથી ) તમે છો કોણ ? મદારી જેવા નિર્લજ્જ વેષમાં ભટકો એ ભલે : પણ પછી ક્યાં ભટકવું તે ક્યાં ન ભટકવું; એટલું તો જાણો !

[ શંકરનું આશ્ચર્ય ઉતર્યું નથી. એટલે ગુસ્સે થઇ શકાય એવું રહ્યું નથી. ]

( ફૂલ વીણતી જતી ) તમે અહીંથી ચાલ્યા જાઓ તો સારૂં.

શંકર

( મનમા ) કોણ હશે ? આવું રૂપ, આવું તેજ, આવું અંગ હું આજે નીરખું છું. બ્રહ્માને ય નિત્ય નવા શોખ જન્મતા જાય છે !

મોહિની

( ગભરાટ દેખાડતી ) તમે મહેશ તો નથી ને ?

શંકર

( બેપરવાઇથી ) કેમ પૂછવું પડયું ?

મોહિની

અમસ્થું. માર્ગમાં પૂજ્ય પાર્વતીજી મળ્યા હતાં એટલે સહજ શંકા જાગી.

શંકર

( મનમાં ) ઉમા સાચી હતી. મહેશ અ ચ લ નથી !

[ શંકર સર્પના ગુંચળાને દૂર કરે છે. ]

મોહિની

( માથું માર્યા જેમ ) એમ કેમ કર્યું ?

શંકર

( મનમા ) પાર્વતી ! પાર્વતી ! અત્યારે તું મારી સોડમાં હોત તો હૃદયમા આવી અવળી આકાંક્ષા ન જાગત. માનસરોવરમા તું પુણ્ય પામવા ગઇ છું : હું અહીં પાપનાં પોટલાં બાધું છું !

[ પવનની ફરફર આવે છે.
મોહિનીનું ઝીણું વસ્ત્ર જરાતગ આમતેમ ઉડે છે. ]

( મનમાં ) અને આવું યૌવન...

[ શંકરના પગ મોહિની પ્રતિ ઉપડે છે.
લાડ લઢતી મોહિની પાછે પગલે ચાલે છે. ]

મોહિની

( મધુરો રોષ લાવી ) તમે ધાર્યું છે શું ?

[ શંકર વિહ્વળ બને છે ]

શંકર

( મનમાં ) ધાર્યું નહોતું-ધિક્કાર્યું હતું એ જ બની રહ્યું છે !

મોહિની

( નેત્રબાણુ તાકતી ) તમે તો મહાન પુરૂષ કહેવાઓ છો ને ? ( હૃદય વીંધતી ) અમ સરખાં અલ્પ જનના શાં ગજાં કે તમારી કૃપાદૃષ્ટિ પામીએ ?

[ ઘાયલ શંકર અનુત્તર રહે છે. ]

(નસ્કોરા ફૂલાવી ) તમારે મૌનવ્રત હોય તો ઉત્તમ છે કે કોઇ ગંભીર વૃક્ષની શીતલ છાંયડી શોધી લો.

શંકર

( એકદમ આગળ ધપી ) ને ન હોય તો ?

[ ગભરૂ મૃગલીની માફક મોહિની આમતેમ ફાફા મારે છે. પણ આઘી જતી નથી. ]

( ઉડતું વસ્ત્ર પકડી ) મૌનવ્રત ન હોય તો ?

## મોહિની

( વસ્ત્ર છટકાવી ) તો મન રાજી થાય એવાં ગીત ગાયા કરો. અને શું છે ?

[ એવા અજબ મરોડથી મોહિની વળાંક લે છે કે શંકરનું ચિત્ત ચકડોળે ચડે છે. ]

( જાદુ જમાવતા ) મને જોઇ આમ રઘવાયા શું થતા હશો ?–ઉમાદેવી પણ ક્યારેક તો જુવાન હતાં ને ?–ત્યારે ય એઓ નીલકંઠના જ હતા ને ?

[ અને જાણે મોતીદાણા વેરાયા હોય એવું લલિત હાસ્ય મોહિનીના મુખમાંથી સરકે છે.
શંકરમાં કામાગ્નિ તપવા માડે છે. ]

( તલવાર જેવી જીભે ) આપનાં ઉમા યૌવનમસ્ત હતા ત્યારે ...

[ શંકર એક જ તરાપે મોહિનીને પોતાના બે હાથના વર્તુલમાં ઘેરી લે છે. ]

## શંકર

( વર્તુળ નાનું નાનું કરતાં ) આવો જ આનંદ આપતાં !

[ ચપળ ચાતુર્યથી મોહિની છટકે છે અને નાસવા લાગે છે.
શંકર પાછળ પડે છે.
આવામાં પાર્વતી અસલ સ્થાનકે આવી પહોંચે છે. ]

## પાર્વતી

( શંકરને ન જોતાં ) ક્યાં હશે ? ક્યાંઇ તપની ધૂન તો નહિ મચાવી હોય ને ?

[ કોઈની ચીસ સંભળાય છે.
પાર્વતી એ દિશામાં નજર નાખે એ આગમચ તો મોહિની ત્યાં આવી પહોંચે છે. પાર્વતીના હાથ પકડી, એ ઘુંટણીએ પડે છે. ]

### મોહિની

( હાંફતા શ્વાસે ) ઉગારો.

### પાર્વતી

( ઉભી કરી ) કોનાથી ?—અને તું છું કોણ ?

[ પાર્વતીના પરમ આશ્ચર્ય વચ્ચે મોહિની તદ્દન સ્વસ્થ બની હોય છે. વળી વૃક્ષને વેલી વીંટળાય તેમ એ પાર્વતીને વીંટળાય છે. પછી– ]

### મોહિની

હું ?—હું ?

[ પાર્વતી ભડકે છે. જૂએ છે તો મોહિનીને ઠેકાણે કોઈ પુરૂષ છે.
પણ એને ઓળખી લે છે એટલે નિરાંત પામે છે.
મોહિનીને ઢૂંઢતા શંકર પ્રવેશે છે. ]

### શંકર

( દૂરથી, મનમા ) પેલાં તો પાર્વતી. પણ પેલું કોણ ?

[ ધ્રાસ્કે ડગલે શંકર એ કોર જાય છે. ]

### પાર્વતી

( નયનથી ) આવો. શું શોધો છો ?

### પુરૂષ

( અટ્ટ હાસ્યથી ) પધારો. મોહિની આ રહી !

### શંકર

( શરમસંકોચથી ) કોણ ?—નારાયણ ?—ના રા ય ણ !

# તુલસીપૂજા

અંક ૧ ચિત્ર ૧

## સ્થળ: વનવાટ

[ દૂધમલ પરોઢ ઉગે છે.

સઘળું શાન્ત છે. માત્ર દૂર પશ્ચિમમાંથી કંઇક રૂપેરી અવાજના ભણકાર આવે છે. પળે પળે એ પાસે ધપે છે.

પડખે પૂર્વમા એક મઢૂલી છે. થોડી વારે તેમાથી પ્રાર્થનાના ધ્વનિ છૂટે છે.

એવામાં દક્ષિણે સિંહગર્જના થાય છે. વાતાવરણ કંપી ઉઠે છે. ધમધમ કરતો એક રથ પ્રવેશે છે અને વિશાળ વડના થડ સાથે એની ધરી અથડાય છે. ઘુઘરમાળ બળદ ભડકે છે; પરંતુ રથ ઉંધો વળતા બચી જાય છે. અંદરથી વૃંદા અને નંદા બહાર કૂદી આવે છે ]

**વૃંદા**

(હાફતા શ્વાસે) નંદા! નંદા! હું નહોતી કહેતી?

**નંદા**

શું, બા?

**વૃંદા**

(સ્વસ્થ થતી) કે આજ ભયંકર જવી જોઇએ!

**નંદા**

ના, બા. તમે અમસ્થાં ડરો છો.

વૃંદા

એટલે ?

નંદા

તમારા મનમા શંકાએ ઘર ઘાલ્યું છે એટલે સર્વત્ર તમે ત્રાસ ને ત્રાસ જ જૂઓ છો !

[ વૃંદા નંદા ઉપર હેતની નજર માંડે છે, પછી– ]

વૃંદા

( હસ્તે મુખ ) નંદા, તું સામા જવાબ વાળતાં સારૂં શીખી છું.

નંદા

( ઉમંગમાં આવી ) બા, બોલતાં તો બધાંને આવડતું હોય છે...

વૃંદા

પણ.. ?

નંદા

પણ, અમારા જેવાં. ગરીબની જીભપર સત્તાનું વજન એટલું તો સજ્જડ હોય છે કે ભાગ્યે જ કોઇ ચું કે ચાં કરી શકે છે.

[ આટલું બોલતા નંદા શરમાઇ મરે છે.
ત્યાં તો સિંહની ત્રાડ સંભળાય છે
વૃંદા વળી ગંભીર બને છે. ]

વૃંદા

( ગુસ્સાથી ) તો પછી એટલું સમજીને તારે ચૂપ રહેવું જોઇએ. તારે જાણવું જોઇએ કે આપણે બન્ને બહેનો નથી. હું તારી રાણી છું : ને તું–તું તો માત્ર મારી દાસી !

[ નંદાનો આનંદ નાશ પામે છે. ]

( હોઠ ચીપીને ) તને ભાન નથી કે મારૂં દિલ અત્યારે કેટલું દાઝી રહ્યું છે ? આજે જ મને માઠું સ્વપ્નું આવે, રથ લઇને નીકળી

તો પહેલે પગલે વીંછીના અપશુકન ઉતરે, અહીં વળી રથના કટકા થતા રહી જાય; જાણે માથે વાદળ ઝઝુમતું હોય એમ હું ગભરાઉં છું! ( ગભરાટમાં, સમજાવતી ) નંદા ! આવે વખતે તારે મને મદદ કરવાની હોય.

નંદા

( ગળગળી બની ) બા, તમે કહો તેમ કરૂં.

[ કોઇની કારમી ચીસ સંભળાય છે. નજર લંબાવે છે તો એક ઘવાએલી મૃગલી મૃત્યુ માટે તરફડિયા મારતી હોય છે. ]

વૃંદા

( ઉશ્કેરાઇ ) જો; બહેન ! આટલું ઓછું હતું. પેલો વનરાજ જોયો ? નિર્દોષ મૃગને માર્યું એમાં પણ અભિમાન લે છે !

[ મુઠ્ઠીમાં જીવ છતા બેઉ એ જોયા કરે છે. ]

( આશ્ચર્યપૂર્વક ) પણ એ ચાલ્યો કાં ગયો ?

નંદા

( ટીખળથી ) આપના ધિક્કારનો ત્યા પડઘો પહોચ્યો કે શું ?

વૃંદા

( હસી જઈ ) વળી પાછી તું હતી તેવી થઇ ગઇ ! નંદા, તારામાં જીવનની ગંભીરતા કયારે આવશે ?—કે કદિ આવવાની જ નથી ?

નંદા

( બેફિકરાઇથી ) જીવનની ગંભીરતા ?—અમારે દાસીઓને એનો શું ખપ ?

[ મઢૂલીમાથી બે પુરૂષો બહાર નીકળે છે અને પેલી મૃગલી પ્રતિ વળે છે. એક વૃદ્ધ છે બીજામા જુવાની છે.
વૃંદા ને નંદા તો પોતાની વાતોમા મગ્ન છે. ]

વૃંદા

વારૂ. (ખભે હાથ મૂકી) તને સ્વપ્નામા શું ખરેખર વિશ્વાસ નથી?

નંદા

( ખડખડ હસી ) ક્યાથી હોય?

વૃંદા

શું બોલી?

નંદા

અરે! સ્વપ્ના સાચા પડતા હોત તો તો જોઇતું'તું શું?

વૃંદા

( અકળાઇ ) બરાબર બોલ ને?

નંદા

( નિરાંતથી ) કારણ વરસો પહેલા મને એક સ્વપ્નું લાધ્યું હતું. તેમા જાણે આખા મુલકની હુ જ માલિક હોઉ એમ જેની જેની સામે હું જોતી તે એકે એક જણ મને નમીને પ્રણામ કરતું! સવારે જાગીને જોયું તો એવા ને એવા માણસોને મારે નમસ્કાર કરવાના હતા!

[ વૃંદા આછું હસે છે ને અધિક સંતોષ પામે છે. એટલામા નંદાની નજર પેલા પુરુષો પ્રતિ જતા– ]

અરે! પેલા કોણ છે? ( વિચારી ) ચમાર લોક તો નહિ હોય ને?

[ બન્ને કંઇક નવુ જ નિહાળે છે પેલો વૃદ્ધ પુરુષ, કમંડલમાંથી અંજલિમા જળ લઇ, મંત્ર ભણ્યા જેવુ કરી, મૃગલી પર છાંટે છે. બીજી જ પળે મૃગલી થનગન નાચવા માડે છે. ]

વૃંદા

( ભયગ્રસ્ત અચબાથી ) આ શું હશે?

નંદા

( નિખાલસતાથી ) પ્રભુની કૃપા !

વૃંદા

અને પેલા વૃદ્ધ ? વખતે કોઇ સંત હશે.

નંદા

ત્યારે હજી પણ શું તમને એ શયતાન હોવાનો વહેમ છે ?

વૃંદા

( છણકો કરી ) તું કહેતી હતી કે રખે ને ચમાર હોય !

[ બન્ને પુરૂષ પાછા ફરે છે. ]

બહેન નંદા, એક કામ કરીશું ? તારા રાજા ક્યાં હશે; શું કરતા હશે; એટલું આમની પાસેથી ન જાણી શકાય ?

નંદા

શું કામ નહિ ? જેણે મરેલાંને જીવનદાન દીધું તે શું જીવતાને....

વૃંદા

( નંદાનું મોં દાબી ) વળી જીભ લાંબી કરી ?

[ એ દેખીતુ છે કે બન્નેમા ઉલ્લાસ આવ્યો છે. ]

ચાલ; આપણે મઢૂલી.માં જઇએ. નશીબે હશે તો જરૂર શુભ સમાચાર મળશે.

નંદા

જરૂર. પણ પહેલાં હું રજા લઇ આવું. તમે જાણો છો ને કે આવા મુનિરાજો શાપ દેવામાં અતિશય તત્પર હોય છે ? એમા ય જો સ્ત્રીજાત હાથ ચડી તો તેનું તો આવી જ બન્યું !

[ નંદા ડગલું ભરે છે. ]

વૃંદા

તો પછી તારું શું થશે ?

નંદા

( ઉન્માદથી ) મારું ?–થવાનું હશે તે થશે. મારા વિના ક્યાં કોઇનું જીવ્યું અકારું થઇ જવાનું છે ?

[ ઉતાવળે પગલે નંદા ઉપડી જાય છે. ]

વૃંદા

( ગમગીન બની ) શું હશે ?–શું થશે ? વારે વારે હું અકળાયા કેમ કરું છું ? ભય, દુઃખ, ચિંતાને મેં ઓળખ્યાં નથી. આજે એને સામટાં અનુભવવાની વેળા આવી એ પણ વિધિના દંશ ! દાસી, કંચુકી, પ્રતિહારીનાં દર્દ સાંભળતી ત્યારે તેમની સ્થિતિનો મને ખ્યાલ સુદ્ધા નહોતો આવતો, એથી હું એમને તુચ્છકારી કાઢતી. અત્યારે હું એમની ક્ષમા યાચવા તૈયાર છું ! ( વિચાર્યા કરી ) ખરું છે. કેટલી યે વાતો એવી હશે કે જેના અનુભવ વિના આપણને એની કલ્પના સરખી પણ ન આવે.

[ વૃંદાની વિચારમાળા તૂટે છે : કારણ કે નંદા અને પેલા જુવાનને એ પોતાની નજીક ઉભેલાં જૂએ છે. ]

નંદા, આમ કેમ ?

નંદા

બા, અહિંની બાબત તો બધી ઉંધી લાગે છે. ગુરુજીને હું મળવા જતી હતી ત્યાં પહેલવહેલી મને આ વીર નરે અટકાવી ! ગુરુજીના પોતે શિષ્ય ગણાવે છેઃ મને ભક્ત લાગે છે !

[ શિષ્યને કશી જ અસર થતી નથી. ]

વૃંદા

પછી ?

નંદા

પછી માંડ રજા આપી. ગુરુજીને મળી તો કહે કે એઓ નારી-જાતનું મુખદર્શન ભાગ્યે જ—ક્યારેક અકસ્માત નડે ત્યારે જ કરે છે!

વૃંદા

....અ; પછી?

નંદા

હંઅ. પછી તો મારે કળા કરવી પડી.

વૃંદા

( હર્ષમાં આવી ) શી?

નંદા

આપણે જેને વાક્ચાતુર્ય કહીએ એવું કંઇક કર્યું.

વૃંદા

(પગ પછાડી) શું?

[ શિષ્યને આની પણ પરવા નથી. ]

નંદા

( હસવું ખાળતી ) ગુરુજી સામે મેં વિવાદ કર્યો કે તો પછી અકસ્માત સમજીને પણ તમને મળવા દે: કારણ કે અકસ્માત અંગે જ તમે તેમને મળવા લોભાયાં છો. એમાં હું જીતી.

વૃંદા

તો ચાલો. જઇએ.

[ શિષ્યને ઓચિંતી જીભ આવે છે. ]

શિષ્ય

ના. એમ નહિ અવાય. એ અગાઉ મારે જોવુ જોઇશે કે તમે શુદ્ધ છો, તમારામાં છળકપટ નથી, તમારી દાનત...

વૃંદા

( ધવાતાં ) એટલે ?

નંદા

( વચ્ચે પડી ) શિષ્યજી ! ભાષા સુધારો. મારી સામે ગમે તે બકવાદ કરો એ હું નિભાવી લઉં : કારણ હું કેવળ દાસી છું. પરંતુ...

શિષ્ય

( બેપરવા રહી ) અમારે યોગીઓને તો રાય ને રંક સરખાં છે.

નંદા

( ચીડાઇ પડી ) આ રથ જોયો ?–એના માલિકને ઓળખો છો ? –જાલંધરનું નામ કાને પડયું છે ?

શિષ્ય

અરે ! એ સાંભળીને તો કાનના કીડા ખૂટવા આવ્યા ! એના નામ-માત્રથી અમે એટલા ત્રાસીએ છીએ......

નંદા

અને એનો જ આ રથ છે. એના મહેલની જ હું દાસી છું.

શિષ્ય

( તુરત ) અને આ કોણ પછી ? તમને ખબર નહિ હોય કે રાણી વૃંદાના સ્મરણમાત્રથી ય અમને એક પ્રકારનું સાન્ત્વન મળે છે.

નંદા

( મોઘી થતી ) પણ દીઠે દુઃખ થતુ હશે.

[ જાણે જ્ઞાન થયુ હોય તેમ શિષ્ય વૃંદાને પગે પડે છે. આનંદ અને આશ્ચર્ય વચ્ચે ઝોલાં ખાતી નંદા એ નીરખ્યા કરે છે

ત્રણે સ્વસ્થ થાય એ પહેલા ગુરુ પધારે છે અને સૌને આશીષ આપે છે. ]

ગુરુ

ક્ષમા. મારું પૂજન પૂરું કરતા મારે મોડું થયું. મઢૂલીમા મેં સાભળ્યું કે સતી વૃંદાની પધરામણી થઈ છે. એટલે હું જ અ આવ્યો.

[ વૃંદા ને નંદા સામસામુ જોવા લાગે છે.
શિષ્ય જડ છે. ]

( શિષ્યને ) બેટા, આવાં અતિથિ આપણે ત્યા આજે આવ્યા છે. જા; ફળફૂલ એકઠા કર. અમે આવીએ છીએ.

[ શિષ્ય જાય છે. ]

( વૃંદાને ) સતી, અમારા વર્તનથી નવાઇ ન પામશો. અમે આશ્ચર્યના બનેલા છીએ.

નંદા

( હોશભેર ) નવાઇ તે શાની પામીએ ?—ને શાની ન પામીએ ! મારાં ધીરા વેણ સાંભળી શકયા એ તો ઠીક, પણ ( હાથ લંબાવી ) ત્યાં પેલી મૃગલીને સજીવન કરી...

ગુરુ

( હસી કાઢી ) તમે તે પણ જોયું ?—કયારના અહીં આવ્યા છો ? —જરા વિશેષ વહેલાં આવ્યાં હશો તો એ દાનવસૈન્યને મેં ભસ્મીભૂત કર્યું તે ય તમારે જોવું પડયું હશે.

[ નંદામા વહેમ પેસે છે વૃંદાને વિશ્વાસ બેસે છે. ]

વારુ. એ તો જાણે સમજ્યા. પણ જાલંધરના શા સમાચાર છે ?

[ વૃંદાની આશા ઉડી જાય છે ]

નંદા

( ચાલાકીથી ) એ જાણવા તો અમે આપની આગળ આવ્યાં છીએ.

ગુરુ

( હસી ) એમ ? મને એમ કે કોઈ વિશેષ મહત્વનું કાર્ય હશે. આમાં શું ?

વૃંદા

( આતુરતાથી ) સઘળું. ( બેબાકળી બની ) ગુરુજી, એમને મળવા હું ગાંડી બની છું. કહો; એ ક્યાં છે ?—મને ક્યારે મળશે ?

ગુરુ

( હળવે ) સતી, શાન્તિ ધરો.

[ ઉગતા સૂર્ય સામે ઉભા રહી ગુરુ મંત્ર ભણે છે. પછી સમાધિ ચઢાવે છે. છેવટ— ]

( ગૌરવથી ) નચિંત રહો. જાલંધર સુરક્ષિત છે.

નંદા

( હોશિયારીથી ) જૂઓ; બા ! હું નહોતી કહેતી કે સ્વપ્ના સાવ ખોટા ?

વૃંદા

( ગુરુને ) પણ એઓ છે ક્યાં ?

ગુરુ

( પ્રશ્ન ઉડાવતાં ) જાણીને શું કામ છે ?

વૃંદા

( વિનતિથી ) આટલું કહ્યું ને એટલું નહિં કહો ?

ગુરુ

( સરલતાથી ) પણ પછી સાંભળવું પડશે. અમારે એ મહા પંચાત છે કે દિવ્ય ચક્ષુથી જોએલું અમે કશું જ છૂપાવી શકતા નથી.

વૃંદા

(નમ્રતાથી) અને અમે પણ સઘળું સવિસ્તાર જાણવા માગીએ છીએ.

ગુરુ

તો પછી કહી નાંખું છું.

[ વૃંદા ને નંદા અધીર બને છે. ]

( મોં મચડી ) પણ કથા લાંબી છે. ઉભાં રહે પગે પાણી ઉતરશે. ( નંદાને ) છોકરી, જા. મઢૂલીમાંથી ચર્માસન લઈ આવ.

[ નંદા જાય છે.
વૃંદાનુ હૃદય ઉછાળા મારે છે. ]

( ઉતાવળી જીભે ) સતી ! વૃંદા ! હું તમને અક્ષરે અક્ષર અહીં જણાવી દઉં છું. નંદાને એ જાણવા જેવું નહોતું એટલે એને મઢૂલીમાં મોકલવી પડી.

[ વૃંદા વહેમાય છે. પરંતુ જાણવાની જિજ્ઞાસા પ્રબળ છે. ]

તમે માનતાં હશો કે જાલંધર રણમેદાનમાં ઘૂમતો હશે.

વૃંદા

હા.

ગુરુ

પણ એ તમારો ભ્રમ છે.

વૃંદા

( ગભરાઈ ) ત્યારે સત્ય શું છે ?

ગુરુ

કૈલાસમાં શંકરને મળવા ગએલ છે.

વૃંદા

( વિવેકથી ) તમે ભૂલતા તો નથી ને ?

ગુરુ

( વિચારી, ધીરજથી ) જરા ભૂલ્યો ખરો. એ ભૈરવ સમા જટિલમાં શું હતું કે કોઇ એને મળવા જાય ? જાલંધરનો ઉદ્દેશ પાર્વતીને પામવાનો હશે.

વૃંદા

(થડકતા સાદે) પાર્વતીને ?–પામવાનો ?–તમે શું કહો છો ?–કોને કહો છો ?

ગુરુ

( ઠંડકથી ) તમને–જાલંધરની સ્ત્રીને–સતી વૃંદાને હું જાણું છું તે જણાવું છું.

વૃંદા

પણ એમને પાર્વતીનું શું કામ ?

ગુરુ

(દાઢી પંપાળી) અહ... હ... હ! પુરુષને સ્ત્રીનું શું કામ ?–કેવો પ્રશ્ન !

[ વૃંદાની મુંઝવણનો પાર નથી. ]

રાણી વૃંદા, જાલંધરની સ્ત્રી સતી છે. પરંતુ એ સતીનો પતિ...

વૃંદા

( આંખો મીંચી ) મારે નથી સાંભળવું

[ ગુરુ મૌન સેવે છે.
વૃંદાના અંગે અંગમાં ભય ભર્યો છે. ]

(વીનવણીથી) ગુરુજી, મારે અન્ય કશું નથી જાણવું. કેવળ આટલું કહો. મને એઓ ક્યારે મળશે ?

ગુરુ

મારું કહ્યું તમારાથી સંભળાતું નથી. એટલે આપણી વાત-ચિતનો કશો અર્થ નથી. ઇચ્છું છું કે તમે તમારા પંથે પળો અને હું મારી પ્રવૃત્તિમાં પડું. એમાં બન્નેનું શુભ સમાયું હશે.

[ આકુળતા અંગે વૃંદાનું મન નથી માનતું. ]

તમને આથી અસંતોષ રહેતો હોય તો એક ઉપાય છે.

વૃંદા

શો ?

ગુરુ

કે મારા મંત્રબળે હું જાલંધરને અહીંઆં હાજર કરું.

વૃંદા

( પાય લાગી ) તો તો પરમ ઉપકાર.

ગુરુ

અને હું અદૃશ્ય થઇશ. પતિપત્નીની આડે આવવાની અમને આણ છે.

[ શરમાળ વૃંદા નીચું નીહાળે છે, પાછું ઉચું જુએ છે તો, શૂન્ય-મુખ ગુરુને સ્થળે પ્રસન્નવદન જાલંધર પોતાની સમક્ષ ઉભો છે. ]

વૃંદા

( ભેટી પડી ) મારા પ્રભુ !

[ વૃંદાને ભુજપાશમાં સમાવી, જાલંધર એના શીરપર આશ્વાસનનાં આગળા ફેરવે છે.
નંદા, આ નવું જગત જોતાં, ભડકી ઉઠે છે. ]

નંદા

( કીકિયારી જેમ ) વોય્ મા !

[ બળદ પણ ભાંભરતો હોય છે

સ્થળ : રણવાસ

[ અજવાળી અગિયારસ ઉગી છે.
જે ખંડમા વૃંદા અને જાલંધર ઝૂલે છે ત્યા તો પ્રકાશની પરિસીમા છે. એમના વદનમાં વિલાસ છે, નયનમાં નિદ્રાવેન છે, અંગમા અનંગ છે. ]

જાલંધર

( ચુંબન લઇ ) પ્રિયતમા ! મને શ્રદ્ધા છે તું ને હું આ જગતને કંઇક અનેરો પાઠ પઢાવીશું.

વૃંદા

( રસથી ) કયો ?

જાલંધર

કે પ્રેમને વચના ઝંઝાવાત નથી નડતા.

વૃંદા

પ્રાણ, ફરી કહો તો.

જાલંધર

( હસતાં ) મારૂં કહેવું તેં સાંભળ્યું નહિ ?—કે પછી ફરી ફરી સાંભળવાનું મન થાય છે ?

[ વૃંદા મલક્યા કરે છે. ]

હું જાણતો જ હતો. વારૂ; ફરી સાભળ.

[ વૃંદા ઉત્કંઠાથી ઉંચું જૂએ છે. ]

વ્હાલી વૃંદા, તને નથી લાગતું કે આપણી પહેલી રાતે તું જેટલી રમતિયાળ હતી તેટલી જ અત્યારે પણ છું ?

[ વૃંદા કાંઇ કહેતી નથી. ]

કહે ને?—ખરૂં કે ખોટું?

વૃંદા

(ભોળી બની) મારી મને શી ખબર પડે? (લુચ્ચાઇથી) તમને એવા ને એવા નિત્યનવા જોઉં છું એ ચોક્કસ.

જાલંધર

બસ, બરાબર. તું માને છે કે હું એવો ને એવો જ છું: હું કહું છું કે તું યે હતી તેવી જ છું. આનો અર્થ જ એ કે પ્રેમ કાળનાં બંધન, શિથિલતા અને અતિરેકથી પર છે.

[ વૃંદાને પાર્વતી સાભરે છે. ગુરુની ગણત્રી એને સાચી ભાસે છે. ]

કેમ; હવે સમજાયું ને?

વૃંદા

હા. પણ તમને અત્યારે એ સાંભર્યું ક્યાંથી?

જાલંધર

એમાં સાભરવુંતું શું?

વૃંદા

એટલે એમ કે ક્યાંઇ એની ચર્ચા ચાલી હોય અને તમે ત્યાં હાજર હો...

જાલંધર

ના, ના. તારી કલ્પના યે કેવી છે!

[ થોડી વાર બેઉ મુંગાં હીંચકે છે. ]

વૃંદા

(હાસ્યના ડોળથી) તમે આ વેળા ગજબ કર્યો!

જાલંધર

મ જા ખ ?

વૃંદા

બીજું શું ? એવા તો અદશ્ય થઇ ગયા હતા કે કયાંઇ તમારો પત્તો નહોતો ખાતો. આ સારૂં કહેવાય ?

જાલંધર

(આનંદપૂર્વક) વૃંદા, હજુ તું બાળક જ રહી! તારે મારી ચિંતા કરવાની જ નથી.

વૃંદા

શું કહ્યું ?

જાલંધર

એમ કે ચિંતા, હોય તો, મને તારી હોય.

વૃંદા

તમે ગોળ ગોળ કાં બોલો ?

જાલંધર

લે; સ્પષ્ટ થાઉં.

[ વૃંદા, રમતિયાળ મટી, રસિક બને છે. ]

(સ્વસ્થ રહી) હું કૈલાસ ગયો હતો.

વૃંદા

હંઅ...

જાલંધર

ત્યાં શંકર મળ્યા.

વૃંદા

એકલા ?

જાલંધર

ના. પાર્વતીજી પડખે જ હતાં.

વૃંદા

પછી ?

જાલંધર

પછી અમે વાતોએ ચડયાં.

[ વૃંદાના મનમા ગુરુની વાત સજ્જડ થતી જાય છે. ]

વૃંદા

( નમ્રતાથી ) જરાક વચ્ચે પૂછું ? તમે કૈલાસ ગએલા તેનું મૂળ કારણ શંકર કે ઉમિયા ?

જાલંધર

( ભારથી ) હું ગયો નહતો: જઈ ચઢયો હતો.

[ વૃંદા ગુરુનું સત્ય સમજી શકે છે ]

( ભાલ પંપાળતાં ) રસિલી ! કારણ કરતાં પરિણામ વિશેષ મહત્વનું છે.

વૃંદા

તો એ કહો. મારે તો તમે સંભળાવો તે સાંભળવું છે.

જાલંધર

( છાતી ફૂલાવી ) અનેક શંકાઓનું ત્યાં સમાધાન થયું. વળી કેટલાએ નવાં સત્યો જાણવાનાં મળ્યાં.

વૃંદા

( વિનતિથી ) મને સર્વ કહેશો ને ?

જાલંધર

( ખભે હેતનો હાથ ફેરવી ) અવશ્ય. તારાથી મારે ક્યાં કશું છૂપું છે ?

વૃંદા

( લાડથી ) એવું જૂઠું ન બોલશો. લડાઇના સાચા સમાચાર તમે તમે કદિ નથી આપ્યા.

જાલંધર

( ગમ ખાઈ ) કારણ કે તમારે સ્ત્રીઓને એની સાથે કશી લેવા-દેવા નથી.

[ વૃંદા જલંધરથી જરા ખસતી બેસે છે. ]

( પાસે જઇ ) પ્રમદા ! હું સાચ્ચું કહું છું. રણવાસમાં રહ્યા રહ્યાં તમને રણવાટનો ખ્યાલ ક્યાંથી આવે ?–ને ન આવે તો ય શું ?

[ વૃંદા ઉત્તરમા ઉતરતી નથી ]

( પ્રેમપૂર્વક ) રસિકા, તારૂં મૌન હું ઉકેલી શકું છું. તો પછી બન્યું તેટલું બધું કહું છું. કોઇ પણ રીતે તારા હૃદયમાં અસંતોષ રહે એ મારી ઇચ્છા નથી.

[ વૃંદાને આ વધુ પડતું લાગે છે. પરંતુ વિવેક વાપરવાની તેનામા હવે હામ નથી. ]

( ખુબીથી ) પ્રિયા, એકદા હું ભર સભામાં બેઠો હતો. ત્યાં નારદ આવ્યા. કદાચ તેં એમને દીઠા હશે.

વૃંદા

ના. એટલી નશીબવંતી છું. પણ એમનું નામ વારંવાર કાને પડ્યું છે. કોઇ કહેતું હતું કે મૃત્યુ લોકના માનવીથીય અધમ કાર્યો આચરનાર કોઇ દેવમુનિ હોય તો તે નારદજી છે.

જાલંધર

( હસી ) એ બહુ ખોટું નથી. ( ખૂંખારી ) મેં એમને પધરામણીનું પ્રયોજન પૂછ્યું. એમણે એમની ટેવ મુજબ અતિશય લાંબી કથા કહી.

[ વૃંદા એકી ટશે સાંભળે છે. ]

પરંતુ હું તો તેના સારથી પતાવીશ. એઓ કૈલાસમાંથી સીધા આપણે આંગણે આવ્યા હતા. પછી એવા સમાચાર આપ્યા કે ઉમા અને મહેશ સમું સુખી જોડેલું અન્ય એકે નથી. તેઓને ત્યાં કામધેનુ, કલ્પવૃક્ષ અને ચિન્તામણિનો પણ સુમાર નથીઃ જેને અંગે તમે તેની, ગમે તેવી આશાની તૃપ્તિ થાય છે.

[ વૃંદાને આ સાચું માનવાનું મન થાય છે આવુ જોતા–]

( વૃંદાને છાતીમાં સમાવતાં ) અને તું જાણે છે કે મારું ને તારું જીવન હજુ એક આશાથી અધૂરું–ઉણું છે. આપણી પ્રજાનાં આપણે માતાપીતા છીએ એ ખરુંઃ પરંતુ એ એક આદર્શ છે. સિદ્ધિ તરીકે સંતાનની ઝંખના સૌને હોય છે, અને આપણને ય છે જ.

[ વૃંદાની માન્યતા દૃઢ થતી જાય છે. ]

( હોઠ કરડી ) એટલે હું લોભાયો. ( જરા અટકી ) અને ગયો. જોઉં છું તો ઇન્દ્ર શંભુ સાથે કાંઈ મસલત કરતા હતાઃ જેમાં ચર્ચાનું પાત્ર હું જ હતો !

વૃંદા

( અચમ્બાથી ) કેવી રીતે ?

જાલંધર

ઇન્દ્રની તું સત્તા તો જાણે છે ને ? બિચારાના રાજ્યાસનનો એક પાયો સદા ખાતે એવો તો ઢીલો રહે છે કે સાગરમાં જેમ જરા ઉછરે હોડકું

ડોલમડોલ થાય તેમ તેને પણ ઘડીએ ને પળે ઝોલાં ખાવાનાં હોય છે !

વૃંદા

( સંમતિથી ) સાચું કહ્યું. પણ એ ત્યાં ક્યાંથી ?

જાલંધર

( સગર્વ ) બીજે જવું ક્યાં ? જરાકે આફત આવી કે ચાલ્યા શંકરને શરણે ! એને બીજું આવડે છે શું ?

વૃંદા

( કુતૂહલથી ) કાંઈ તાજી આપદા આવી હશે.

જાલંધર

ના રે. હાથનાં કર્યાં હૈયે વાગ્યાં છે ! ( આંગળાં કરડતાં ) મારામાંય બાળ જેવી તીવ્ર જિજ્ઞાસા જન્મી હતી એટલે મેં સંતાઈને ઘણું સાંભળ્યું.

વૃંદા

( ઉંચી થઈ જઈ ) શું શું ?–આમ તપાવો કાં ?

[ જલંધર બાણી લેઈને બે પળ નિરાંતમાં ગાળે છે. ]

જાલંધર

( વૃંદાના હોઠે હથેલી દાબી ) ધીરી થા. રાત છે, બન્ને એકલાં છીએ; ત્રીજું કોઈ આવે એમ નથી. છતા થનગન શાને થાય છે?

[ વૃંદા જલંધરમાં લપાય છે. ]

( છૂટાં થઈ ) વળી બાળક બની !

[ જલંધર હીંચકાપરથી ઉભો થઇ આગળ ડગલાં ભરે છે. ]

વૃંદા

કેમ; ક્યાં ચાલ્યા ?

[ જાલંધર પલંગપર જઇ બેસે છે. ]

અહીં ન ગમ્યું ?

જાલંધર

( મોં ફેરવી ) ના. ચકકર આવે છે.

વૃંદા

તેમાં શું ? નહિ હીંચકીએ.

જાલંધર

( ગંભીર થઇ ) હીંચકાપર હીંચકવું નહિ તો ત્યાં બેસવું શું કામ ?

[ વૃંદા ઉત્તર વિચારે છે. ]

તુંજ અહીં આવ તો ? ( સમાધાનીના સ્વરે ) બેઉની મુંઝવણ ટળી જાય !

[ જાલંધર વૃંદાને તેડી લાવે છે. બન્ને પડખોપડખ બેસે છે.
વૃંદા ધરતી ખણે છે.
જાલંધર જોયા કરે છે. ]

( મીટ માંડી ) કાં; મેં તને દુઃખના દરિયામાં તો નથી ડુબાડી ને ?

વૃંદા

મેં એવું કયારે કહ્યું ?

જાલંધર

ત્યારે ઉંડું ઉંડું વિચાર્યા શું કરે છે ?

વૃંદા

વિચારતી નથી. ડરું છું.

જાલંધર

કોનાથી ? ( આમ તેમ જોઇ) અહીં તો !

વૃંદા

અને એથી જ તમારાથી હું ગભરાઉં છું.

જાલંધર

પણ એવું હું કરું છું શું ?

વૃંદા

કાંઈ નહિ. માત્ર એક વાત પડતી મૂકી બીજી તરફ વળી ગયા છો.

જાલંધર

( સંભારવાના ડોળ પછી ) વાહ ! એમા આવડો રોપ શો ? ( હથેલી રમાડતા ) હજુ કહું.

[ ખભેથી ખસેલું વસ્ત્ર વૃંદા સમું કરે છે. પછી એ જલંધર સામે સશંક દ્રષ્ટિએ નીહાળ્યા કરે છે ]

( અધરપાન કરી ) વૃંદા ! તું કેટલી સુંદર લાગે છે ?

વૃંદા

( ક્રોધ કરી ) વળી ત્રીજી વાતે વળગ્યા !

[ જાલંધર ગમ ખાઇ જાય છે. પછી અસલ વાતે આવતાં– ]

જાલંધર

( કથા જેમ ) એક કાળ એવો હતો કે જ્યારે ઇન્દ્ર પોતાને સર્વ દેવોથી વધુ બળવંત માનતો હતો. પછી ગર્વિષ્ઠ બની એ શંકર આગળ આવ્યો અને પોતાને લડવાને યોગ્ય એવા યોદ્ધાની એણે માગણી કરી.

વૃંદા

પછી ?

જાલંધર

( નરમાશથી ) એ જ કહું છું.

[ વૃંદા લજાય છે. ]

વળી વિશેષમાં ધમકી આપી કે જો આ માગણી સ્વીકારવામાં નહિ આવે તો પોતે પાર્વતીનું હરણ કરશે !

[ વૃંદાના હોઠ ફફડે છે. પણ જીભ નથી ઉપડતી. ]

( ગર્વભર ) ને શંકરમાં ક્રોધાગ્નિ તપ્યો. આખે અંગે પ્રસ્વેદનાં પૂર વહ્યાં અને લલાટપરનું એક બિન્દુ કમંડળમાં ખર્યું. કાળે કરીને એ પુનિત ગંગામાં ગયું. પછી જ્યાં સાગરને સરિતા આલિંગે છે ત્યાં એ પહોચ્યું અને પરિણામે તેમાંથી એક પ્રતાપી પુરૂષ જન્મ્યો. એનું બળ શંકરના જેટલું જ વિશાળ અને અગાધ હતું. ઇન્દ્રના મદનું મર્દન કરતાં એને વાર ન લાગી !

વૃંદા

( ન રહેવાતાં ) એનું નામ ?

જાલંધર

( વૃંદાની રેખાઓ જોઇ ) તું એને ઓળખે છે.

વૃંદા

( ઉંડી આંખે ) હું ?

જાલંધર

( ભારથી ) તું જ. જળમાં એનો જન્મ હોઈ, દેવોએ એને જાલંધર નામ આપ્યું.

[ વૃંદા જાલંધરને વળગી પડે છે. ]

વૃંદા

( હાંફતાં ) શું કહો છો પ્રાણ ?

[ ઉત્તરમાં જાલંધર તેને દીર્ઘ ચુંબન લે છે. ]

(હેતની મસ્તીથી) બોલો તો ખરા?—તમને આ કોણે કહ્યું?

જાલંધર

કહ્યું નથીઃ સાંભળ્યું છે. ઇન્દ્રરાજે જ્યારે વિનતિ કરી ત્યારે પશુપતિએ કેટલોક પૂર્વ ઇતિહાસ સંભારી દીધો હતો........

વૃંદા

કે...?

જાલંધર

કે સાગરસુત જાલંધરના બાહુબળથી ત્રાસી તેઓ મહેશની મદદ યાચવા આવ્યા છે એ સાચું; પરંતુ એ આમ પોતાનો પુત્ર હોઈ એઓ એની સામે થઇ શકે તેમ નથી.

[ વૃંદાના તનમા હર્ષના ઉછાળા આવે છે. ]

અને એથી યે મહત્વના સમાચાર એ કહ્યા કે જાલંધરના મૃત્યુ માટે સૌ અશક્ત છે, સિવાય કે....

વૃંદા

(એકદમ) અટક્યા કેમ?

જાલંધર

અમસ્તું. (ભભકથી) હવે મને કોઇની તમા નથી. આજ લંગીમાં મેં અનેક યુદ્ધમા વિજયપ્રાપ્તિ કરી છે. પણ એ પ્રાપ્તિ પહેલાં મનમા કંઇની કંઇ શંકા સદા રહેતી. હવેનાં યુદ્ધોમા શ્રદ્ધાનું સામ્રાજ્ય હશે. દેવોનાં નામનિશાન ભૂંસી નાખવાનાં મારાં સ્વપ્નાની સિદ્ધિ આજે હું આંખ આગળ અનુભવી રહ્યો છું!

વૃંદા

( આગળી કરી ) પણ તમે વચ્ચે અટકયાતા કેમ ?

જાલંધર

( હળવે હળવે ) જો; શંભુનો એવો નિયમ છે કે આંગણે આવેલાને છેક જ નિરાશ ન કરવો. એટલે આખર એમ કહ્યું કે જાલંધરના વિનાશનો આધાર વૃંદાના સતીત્વ ઉપર અવલંબે છે.

વૃંદા

એ ટ લે ?

જાલંધર

ન સમજી ?–એમ કે જ્યાં લગી વૃંદા સતી છે ત્યાં લગી જાલંધરનું શિર સલામત છે.

[ વૃંદા વિચારમુગ્ધ બને છે. ]

( વૃંદાનું મોં ઉચકી ) પણ, એટલે કાંઇ નહિ. ત્રિભુવનમાં એવી તાકાત કોની છે ?

[ વૃંદા અને જાલંધર, એકબીજાના હૃદયના ધબકારા સાંભળી શકે એટલાં, અન્યોન્યમા ગુંથાય છે ]

વૃંદા

પ્રાણનાથ, આ આખું કેવું અદ્‌ભુત લાગે છે ?

જાલંધર

(અભિમાનના સ્વરે) કેમ ન લાગે ?–જેનો જન્મ અદ્‌ભુત છે તેનું જીવન તો અતિશય અદ્‌ભુત હોવું જ જોઇએ. એમાં તને આશ્ચર્ય શાનું થાય છે ?

[ વૃંદા ચિંતનમા પડી જણાય છે. ]

(ચીડાઈ) આવા સરસ વાર્તાલાપમા તું કેમ કાંઇ સૂર પૂરતી નથી ?

વૃંદા

(જાલંધરને જોયા કરી) જ્યારે તમે સાગરસુત ઠર્યા ત્યારે લક્ષ્મીજી તો તમારાં બ્હેન થયા !

[જાલંધર સ્પષ્ટ સંમતિ નથી આપતો.]

જાલંધર

અને એટલે વિષ્ણુ સામે મારે સંભાળીને લડવું પડશે. રખે ને મારૂં શસ્ત્ર જીવલેણ નીવડે !

વૃંદા

બીજી રીતે જોતાં, શંકરને જો તમે પિતા ગણી પૂજવાના હો તો પાર્વતીને માતા તરિકે સન્માનવા પડશે.

જાલંધર

(જેમ તેમ) એ ય સાચું.

[વાર્તાલાપ અટકે છે.
આમ અવકાશ મળતા જાલંધર વૃંદાના ભાલને ચૂમે છે.]

વૃંદા

(જાલંધરના કંઠ પ્રતિ નજર જતાં) પેલી માળા ક્યાં ?

જાલંધર

(સહેજ ગુંચવાઈ) હંઅ. તેં માળા વિષે પૂછ્યું, કાં ?

વૃંદા

(આવી ખસી) હાસ્તો. મારા સતીત્વની નિશાની લેખે મેં તમને ફૂલમાળા પહેરાવી હતી તે. મેં નહોતું કહ્યું કે જ્યાં લગી વૃંદામાં શિયળ હશે ત્યાં લગી એમાંનું ફૂલ સરખું નહિ ચીમળાય ? તમે એ મૂકી ક્યાં ?

[જાલંધર, વૃંદાની પાસે જઇ, ખાલી હસે છે.]

જાલંધર

(હેતલાડથી) સુંદરી! એમ આકળી ન થા. તેં શ્રદ્ધા બેસાડવા મને આળા દીધી. પરંતુ મારામાં જો અશ્રદ્ધાનો અંશે ન હોય તો પછી એને કંઠમાં સાચવું તો ય શું?–અને ન સાચવું તોય શું?

[વૃંદાને સમજ નથી પડતી.]

વૃંદા

પણ એ આપી છે કોને?

જાલંધર

( ગાલપર આંગળાં અફાળી ) વહેમીલી, આપી નથીઃ અર્પણ કરી છે.

વૃંદા

( ઠંડી થઇ ) કોને?

જાલંધર

માતા પાર્વતીને. મેં એમને દીઠાં ત્યારે મારી કને અન્ય કાંઇ હતું નહિં એટલે આખર એનાથી ચલાવ્યું. તું વિચાર તો કરકે તારા ઉપહારની મેં કેવી અનુપમ કદર કરી છે!

[વૃંદાને કશી શંકા રહી નથી.
આળસ મરડી જાલંધર પથારીમાં પડે છે.]

વૃંદા

( ભમ્મર તાણી ) કેમ?

જાલંધર

( અજબ હાસ્યથી ) પલંગમા પોઢવું નહિ તો ત્યાં બેસવું શું કામ?

[ વૃંદા વીજળી અનુભવે છે.
આલિંગન અર્થે જાલંધર વૃંદાને પાસે લે છે. ]

( આલિંગી ) સમજુ થા. આ આપણો સાચો રસોત્સવ છે. કારણ અંતરિક્ષમાં એક એવો જન્મશે કે જેના સમો જગતે હજુ જોયો નથી !

[ વૃંદાને રોમ લાગે છે. તોય—]

વૃંદા

( અંતરના ઉંડાણમાંથી ) સાચું કહો છો ?

જાલંધર

એવા શિવના મને આશીર્વાદ છે.

[ વૃંદા જાલંધરને વીંટળાઇ વળે છે.
જાલંધર તેનું સન્માન કરે છે.
પરિણામે વૃંદા અને જાલંધરનુ દ્વૈત મટી અદ્વૈત રચાય છે.
બરાબર એ જ ક્ષણે ક્યાંક જબ્બર ઠહાકો થાય છે. ગળામાં ચીમળાએલાં પુષ્પોની માળા સહિત કોઇનું મસ્તક આવી પડે છે.
ભયભીત વૃંદા તુરત જ પથારી ત્યજે છે મસ્તકને ઓળખે છે તો એ જાલંધરનું છે. પલંગ તરફ જૂએ છે તો ત્યાં વિષ્ણુ ઉભા છે. ]

વૃંદા

( મસ્તક હાથમા લઇ ) વિષ્ણુ, તમે કપટ કર્યું ? અવતાર એળે ગયો સમજો. આ કરતાં....

[ વૃંદાના શબ્દો ભાંગી જાય છે. જાણે મૂઢ બની હોય તેમ અહીંતહીં ફાંફાં મારે છે. આંખમાથી ચોધાર આસુઓ ચાલ્યા જાય છે. ]

વિષ્ણુ

( પાસે આવી ) થવાનું થઇ ગયું છે. હું તો માત્ર નિમિત્ત છું. જાલંધરના જુલ્મના અંત માટે અન્ય ઉપાય નહોતો. જગતનું હિત એમાં હતું. એટલા ખાતર એક વૃંદાનું શિયળ તૂટે તો એ યોગ્ય બલિદાન છે.

વૃંદા

( ચંડી સમી ત્રાડ પાડી ) વિલાસી ! એમ જ કોઇક લક્ષ્મી...

વિષ્ણુ

એને શાને સંડોવે છે ?

વૃંદા

કારણ એનામાં તેં અસંતોષ અનુભવ્યો હોય, અથવા તો એની ચંચલતામાં તને અવિશ્વાસ આવ્યો હોય તો જ....

વિષ્ણુ

ના. પણ વિષ્ણુ ઉત્તમ પુરૂષ–પુરૂષોત્તમ ગણાય અને વૃંદાની નાની આડખીલી અંગે લક્ષ્મી એવા પદથી વંચિત રહે....

વૃંદા

( અવળી ફરી ) બહાનાં ન બતાવ.

[ વિષ્ણુ જમીનમાં જૂએ છે. પછી વૃંદા સામે આવી—]

વિષ્ણુ

( ઉંચું જોઇ ) તારે માનવું હોય તો માનજે. તારા સ્વપ્નાનો રાક્ષસ હું હતો. પેલી મઢૂલીનો વિતરાગી ગુરુ પણ વિષ્ણુ હતો. હમણાં જાલંધર સંગે તેં ભોગ ભોગવ્યો તે ય તેનું જ રૂપ. અને આ તારી સમક્ષ ઉભો છું તે યે બીજો કોઇ નથી.

[ વૃંદા થરથર કંપ્યા કરે છે. ]

અને એ ગુરુનો શિષ્ય મારો ગરૂડ હતો. એની જડતા તું સમજી શકી નહોતી ? ( ખુલ્લા ખડખડાટથી ) શીખવ્યા સિવાયનું બાપડાને બોલતાં આવડવું જોઇએ ને ?

[ વૃંદાની આંખોમાંથી અંગારા વરસે છે. ]

વૃંદા

વિષ્ણુ, પુરૂષને બદલે તું પાષાણ થયો હોત....

વિષ્ણુ

કારણ ?

વૃંદા

( શ્વાસ લઇ ) તો તું અને આ જગત પવિત્ર રહ્યાં હોત.

[ વિષ્ણુ ઉત્તર આપવાનું અયોગ્ય ધારે છે; કારણ વાગ્યુદ્ધનો આ વખત નથી. ]

( વ્યથાથી ) હું તો ઇચ્છું છું કે હવે એમ હજો. જેથી તારાં પાપી પરાક્રમોનો ઉતાવળે અંત આવે.

[ વિષ્ણુમાં પશ્ચાતાપની વિપુલ ચડી આવે છે. વૃંદા સામું શિર નમાવે છે તો નયનમાંથી અશ્રુધાર વહેતી હોય છે. ]

વિષ્ણુ

એમ જ થશે. પરંતુ જ્યારે શાલીગ્રામ સ્વરૂપમાં હું પૂજાતો હોઇશ ત્યારે ય તને અળગી નહિ થવા દઉં.

વૃંદા

ઘેલા, હજુ યે મોહ ?

વિષ્ણુ

ના. ( છેક નમ્ર બની, નીચું જોઈ ) હું આપણું ભવિષ્ય ભાખતો હતો.

વૃંદા

એમાં શું ભર્યું છે ?

વિષ્ણુ

( પ્રશંસાપૂર્વક ) એક પરમ સતીનું પુણ્યમય મૃત્યુ !

વૃંદા

કેવી રીતે ?

વિષ્ણુ

દૂર–સુદૂર મેં નજર નાંખી તો પહેલાં મેં તને–તમને, જાલંધરનું શિર સાચવી, અગ્નિમાં પ્રવેશતાં દીઠાં. પછી એની પવિત્ર ભસ્મમાં આળોટીને મેં મારૂં પ્રાયશ્ચિત કર્યું. પાછળથી એ સ્થળે વૃંદાની અનુકૃતિ સમું તુલસીવન ખીલ્યું, જેનું ભકતજનોએ વૃંદાવન નામ રાખ્યું.

[ વૃંદા સાંભળ્યે જાય છે. ]

અને આખરે જ્યારે મેં એ જ વનમાં એ જ સ્થળે શીલારૂપ સ્વીકાર્યું ત્યારે લોકોએ, પોતાનો પુષ્પોનો મોહ જતો કરીને, મને તુલસીપત્ર ચડાવવાનું ચોકકસ કર્યું. ( દંડવત પ્રણામ પછી ) હા; વૃંદા વિના મારૂં શીરછત્ર થવાને યોગ્ય હતું કોણ ? ( ગળગળા થતાં ) દેવી ! આમ આપણે સદાનાં સગાથી થયાં છીએ !

[ આ એકરારથી વૃંદાનું હૃદય ઉભરાય છે. પણ ક્રોધનો આવેશ એટલો છે કે એ અબોલ રહે છે. ]

( હળવે હળવે ) હવે એક હકીકત બાકી રહે છે. બ્રહ્માડને મન વૃંદા સતી હતા અને હશે જ. સ્ત્રીજીવનના આદર્શ તરીકે વૃંદાનું નામ એક અને અદ્વિતીય રહેશે. આટલું જ નહિ, પણ સુંદર વ્હાલમને વરવાની હોશ ધરતી કોડભરી કુમારિકાઓ આજના સ્મરણમાં વરસો વરસ તમારૂં–તુલસીનું વ્રતપૂજન કરશે અને પોતાના જીવનને ધન્ય સમજશે. ( વીનવણીથી ) છતા ય જો વિષ્ણુનું પ્રાયશ્ચિત અધુરૂં રહેતું હોય તો...

[ વિષ્ણુને ગળે ડુમો ભરાય છે.

વૃંદા પૂતળું બની છે.

બન્નેના વદનમા વિષાદ છે, નયનમા જાગ્રતિચેતના છે, અંગમ આત્મજ્ઞાન છે. ]

———

# બ્રહ્મચારિણી

## સ્થળ : કુટિર

[ નમતો પહોર છે.

સ્ફટિક શો એક પ્રાસાદ છે. પ્રાસાદની આસપાસ કુંજ છે. કુંજઘટામાં કુટિર છે. સૂર્યનાં સોનેરી કિરણો સર્વત્ર પથરાય છે અને આખા વાતાવરણને તેજોમય બનાવે છે.

આ કુટિરમાં બ્રહ્મા કોઇકની મૂર્તિ ઘડી રહેવા આવ્યા છે. હથિયાર હેઠાં મૂકી જુદા જુદા દૃષ્ટિકોણથી એઓ એને વેધક નજરે નીરખતા હોય છે

એવામાં પ્રાસાદમાંથી સાદ સંભળાય છે. ]

### સરસ્વતી

પિતાજી, હું આવું કે ?

### બ્રહ્મા

( આસનપર આવી ) હા બેટા. આવ. તને તો આજે જોઈ જ નથી.

### સરસ્વતી

( પ્રવેશતાં ) એટલે તો આવી. મા કહેતી હતી કે આજકાલ તમે કોઇ મહત્વના કાર્યમાં ગુંથાયા છો.

### બ્રહ્મા

સાચી વાત.

સરસ્વતી

( મૂર્તિ જોઇ ) શું સાચી વાત ? ( હસી ) તમે તો આ પથ્થર ભાંગતા જણાઓ છો !

બ્રહ્મા

સરુ, તને તારી માએ બહુ મોએ ચડાવી છે, હોં. અમારા આગળ બધું પાલવશેઃ પણ પછી પારકે ઘરે જઇશ ત્યારે...

સરસ્વતી

પણ હું જઇશ જ નહિ ને ?

બ્રહ્મા

કેટલા દિવસ નહિ જાય ? સાવિત્રીને મન એમ હશે કે તું હજુ બાળકની બાળક જ છે. પણ કાળને જતા કાઇ વાર છે ? આમ ને આમ સોળ–સત્તર વર્ષ સરકી ગયાં !

સરસ્વતી

ઓહો ! એનાથી સરસ શું ? બીજાં સી-તેર કાં નથી જતાં ? અહીંઆ મારા માટે કયું સુખ નથી ? તમ સરખા વિશ્વસૃષ્ટા પિતાજી, સ્નેહના સાગર સમી માતા સાવિત્રી, ધરતીના ખૂણે ખૂણે જેનાં નામ ગવાય છે એવા નારદ, દક્ષ ભૃગુ અને વશિષ્ઠ વગેરે વીરા : અને આ દસે વીરાની એક એવી હું નાનકડી, લાડકડી વીરી ! મારે વળી શાની ખોટ છે ? ( નર્મથી ) અરે ! હું જ ખોટની છું ને !

બ્રહ્મા

એ ખરું, સરુ. પણ ગમે તેવી તો યે દીકરી એટલે પરાઇ લક્ષ્મી.

સરસ્વતી

ના, ના, પિતાજી.

[ આખો ભીની થતાં સરસ્વતી બીજી બાજુ ફરી જાય છે. ]

બ્રહ્મા

દીકરી, અત્યારથી એનાં આસું શાં ? સઘળું સમય આવ્યે શોભે છે. ( ખડખડ હાસ્યથી ) અને આ પાળે હું તને વિદાય આપવા કયાં બેઠો છું ? આપવા ધારૂં તો યે કયા આપવાનો હતો ? તારે યોગ્ય એવો સર્વસંપન્ન પતિ શોધતાં તો મારે દિવસોના દિવસો ચાલ્યા જશે. ત્યાં લગી તું તારે લી લા લ હે ર કર !

[ સરસ્વતીના હોઠ લગીર મરકે છે.
બ્રહ્માને એથી વિશેષ આનંદ થાય છે. ]

( ટીખળથી ) ઉંહ ! હુંયે કેવો કુંભાર ?—કે ઘરમાં જોઇતું હાંલ્લું ભૂલી ગયો ! સરસ્વતીને સરજી : પણ પહેલાં સરસ્વતીપતિને સરજવાનું ન સુજ્યું ! અને હવે રહી રહીને સરજું એ કામે કેમ આવે ? હી હી હી.

સરસ્વતી

( તોબરો ચડાવી ) પિતાજી, આવી આવી વાતો કરી તમારે મને ચીડવવી હોય તો આ ચાલી હું મારા ખંડમાં. તમારે મન બધું હસવું હશે. મારૂં તો કાળજું કપાય છે. ( વિનતિથી ) કહો; મને મુંઝવી મારવામાં તમને કેમ મજા આવે છે ? ( વિચાર કરી ) કાં તો, ખરેખર કોઇ મહત્વના કાર્યે તમારા મગજને ઘેરી લીધુ છે. નહિતર તમે આટલા કઠોર કયાંથી થઇ શકો ?

બ્રહ્મા

બેટા, તારી ધારણામા સત્યના અંશ છે ખરા. હા; હું તને કઠોર લાગતો હોઇશ. પણ દરેક પિતાને એક કાળે પુત્રી ઉપર કઠોર થયા વિના છૂટકો નથી. એ અગાઉ પિતા જેટલો કોમળ હોય છે એટલો પાછળથી પુત્રીને વિશેષ કઠોર લાગે છે. સૃષ્ટિનો ક્રમ એવો, એમાં કોઇ શું કરે ?

સરસ્વતી

તે વળી સૃષ્ટિ કોણ થાય છે? તમે જેને ઘડી, તે શું તમારો જીનક્રમ ઘડશે? કેવું વિચિત્ર! એવી અવનતિની પ્રાપ્તિ પહેલા તો જેટલી સહેલાઇથી એની ઉત્પત્તિ કરી એટલી જ સરલતાથી તમે તેનો લય કરી નાખો એમાં સાચી શોભા છે.

બ્રહ્મા

( મૂછમાં હસી ) છોકરી, દીકરી, શાન્ત થા એવું કશું નહિ કરવું પડે.

[ મટકું યે માર્યા વિના સરસ્વતી બ્રહ્મા સામું જોયા કરે છે ]

અને મારું ચિત્ત અન્યત્ર પરોવાએલું છે એ પણ ખોટું નથી.

સરસ્વતી

ક્યા ?

બ્રહ્મા

( આંગળી ચીંધી ) આ મૂર્તિમાં. તારે હિસાબે તો એ કેવળ પથરો છે, ખરું ? બેટા સરુ, તારે હવે સમું બોલતાં શીખવાની ખાસ જરૂરત છે. બે-ચાર જણ વચ્ચે ક્યારેક આડુંઅવળું બોલાઈ જાય તો નાહકની ફજેતી થાય. સમજી ?

સરસ્વતી

( અવળી ફરી ) ના.

બ્રહ્મા

તો બે દૃષ્ટાન્તથી સમજાવું.

[ બ્રહ્મા સરસ્વતીને પોતાની પડખે બેસાડે છે. પછી સહાનુભતિથી– ]

જો; તને જાણ હતી કે હું હમણાં કાર્યનિમગ્ન રહું છું.. પછી તેં જોયું કે એ આ પ્રતિમાનું હતું–છે. તો યે તું એને પથરો કહે-

વાની છોકરમત કરે એ મારાથી કેમ સાંખ્યું જાય ? એટલે હું ગુસ્સે થાઉં અને બે વેણ બોલી નાંખું. એનું તને માઠું લાગે. આખરે આંસું સરે. વિચાર કરીને વર્તીએ તો આમાની એકે વેળા ન આવે.

### સરસ્વતી

( આશ્વાસન અનુભવી ) ત્યારે એમ શું કહેતા નથી ? મને ખોટી બીવરાવી મારી ! તમને ગમે છે તો હું યે આને મૂર્તિના નામે ઓળખીશ અને ઓળખાવીશ. લ્યો; એમા શું ?

### બ્રહ્મા

બરાબર, બેટા. આ માત્ર મૂર્તિ નથી. હું તો રસમૂર્તિ માનું છું.

### સરસ્વતી

તો હું યે રસમૂર્તિ માનીશ. ( લાડથી ) પણ પછી મને ઘરમાથી કાઢી મૂકવાની વાત નહિ કરો ને ?

### બ્રહ્મા

( હસી, હેતથી ) જો પાછી.

[ બ્રહ્મા સરસ્વતીને વત્સલ બચી ભરે છે.
સરસ્વતી હુંફ પામે છે. ]

બેટા. જરા જો તો સાવિત્રી શું કરે છે ?

### સરસ્વતી

નથી જાણતા ?—આજે પાર્વતીજીનું નોતરું આવેલું. લક્ષ્મીજી પણ ત્યાં પધારવાના હતાં. કંઇક ઉત્સવ હશે.

### બ્રહ્મા

અરે ! હા. અમારી જેમ એમને ત્રણેને યે ક્યારેક વિશ્વનાં જન્મ, જીવન ને મૃત્યુની ભાજગડમાં પડવાનું ગમે છે ખરૂં. ( સંભા-

રતા જતા ) મને આછું એવું યાદ છે કે સાવિત્રીએ પ્રભાતના પહોરમાં એનો ઉલ્લેખ પણ કરેલો. કોણ જાણે, હું આમ સ્મૃતિચૂક કેમ થતો જાઉં છું ?

### સરસ્વતી

( વિનયથી ) કહુ, પિતાજી ? ( હસી જઇ ) આ મૂર્તિએ તો તમારૂં મન નથી હરી લીધું ને ?

[ બ્રહ્મા અબોલ રહે છે.
સરસ્વતીને સંદેહ જાય છે કે અવિનય થયો.
એટલે બ્રહ્માના ખભા ઝાલી— ]

બાપુ, ક્ષમા યાચું છું. મારાથી એવું બોલાય નહિ એટલું હું વીસરી ગઇ. તમે કહ્યુ તેમ, મારે બોલતાં શીખવું જ જોઇશે.

[ બ્રહ્મા સંતોષનો શ્વાસ લે છે ]

પણ તમારે માનું શું કામ હતું ? મારાથી થાય એવું હોય તો મને કહો. જેમ જેમ હું મોટી થતી જાઉં છું તેમ તેમ જાણે તમે મારાથી આઘા ને આઘા જતા રહેતા હો એવું મને લાગ્યા કરે છે. ( વળગી પડી ) બાપુ, ખરૂં કે ખોટું ?

[ બ્રહ્મા સરસ્વતીનુ લલાટ પંપાળે છે. પછી— ]

### બ્રહ્મા

તદ્દન જૂઠ્ઠું, જોતી નથી કે અત્યારે જે મારી સમીપમાં વિરાજ-માન છે તે અન્ય કોઈ નહિ પણ ડાહી દીકરી સરસ્વતી જ છે ?

### સરસ્વતી

( લાડથી લપાઇ ) એ તો આજે જ ને ?

### બ્રહ્મા

આજે અને આવતી કાલે. પછી પાછળની શી પંચાત ?

[ હર્ષથી સરસ્વતીની છાતી ફૂલાય છે.
સહજે બ્રહ્માને એની જાણ થાય છે. જરા વાર શાન્તિ સાચવી, સરસ્વતી ન જાણી જાય તેમ, પોતાથી તેને છૂટી કરે છે. ]

સરુ, ત્યારે પ્રાસાદમાં કોણ કોણ છે ?—કોઇ ભાઇ છે ખરો ?

**સરસ્વતી**

( અંગુઠો દેખાડી ) ખાલી ખમ છે. બધા જ તપ કાજે સામેના ઉપવનમાં સીધાવ્યા છે. મોટાભાઇ કહેતા હતા કે ખપ પડયે બોલાવજો. નહિ તો અવાશે ત્યારે આવીશું.

**બ્રહ્મા**

ભલે. તપ કાંઇ અવગુણ નથી. બનતાં લગી તો, માણસ એનાથી સંયમી બને છે. ( ગાંભીર્યથી ) અને જેણે સંયમ સાધ્યો, એણે જીવનનો માર્ગ જાણ્યો.

**સરસ્વતી**

એટલે ?—આમા હું શું સમજું ?—અરે ! માતાજી સાંભળે તો એમને યે સમજ ન પડે !

[ બ્રહ્મા મંદ હાસ્ય વેરે છે. ]

( એથી ઉમંગમાં આવી ) પણ તમને કયાં પ્રાસાદની ઝાઝી પડી છે ? બે ટંક ભોજન સિવાય ભાગ્યે તમારાં દર્શન પામીએ છીએ. કદિક એટલાં પણ ભાગ્ય નથી હોતા !

[ બ્રહ્માનું હાસ્ય અદૃશ્ય થાય છે. ]

પણ પિતાજી, તમારે કોઇનું શું કામ છે ? જે મારી મા કરી શકે, જે મારા ભાઇઓને કહી શકાય, તે મારાથી શું કામ ન થાય ? ( ગુસ્સો ધરતી ) આમ તો તમે જ મને બગાડશો !

[ બ્રહ્માની આંખોની આસપાસ ચિંતાની કરચલી પડી છે મૂક રહી એઓ ચારે કોર નજર ફેરવે છે. જલપાત્ર જોતા એમના હોઠ ઉઘડે છે. ]

**બ્રહ્મા**

સરુ, હું અમસ્થું પૂછતો હતો. તો યે તને એમાં કામની ગંધ આવી! હશે. કાર્ય કરવા તું તત્પર થઈ છું તો આટલું કર. પેલું જલપાત્ર ખાલી છે. એને ઉજળું કરી, એમાં જળ ભરી લાવ દીકરા, હૃદય ઠારે એવું જળ જોઈએ, હો.

[ હોંસથી સરસ્વતી જલપાત્ર લઇ બહાર જાય છે બ્રહ્મા એને વેણીથી તે પાની પર્યંત નીરખે છે. ]

( લટાર લેતા ) વ્યર્થ. આ રસમૂર્તિ ઘડવાની કલ્પના જ ભૂલભરેલી છે. સરસ્વતીથી સુંદરતર મૂર્તિ હવે ઘડાવી નથી. શો અંગમરોડ! (ડોકું ધુણાવતાં) ઠીક નથી થતું. સરુનાં અવયવ જોડે આનાંની સરખામણી કરવા પ્રેરાઉં એ પણ વિનિપાતના ચાળા છે પછી મારા પ્રશ્નોમાં એને કામદેવની ગંધ આવે એમાં શી નવાઇ? ( શાન્ત થઇ ) ના, ના. ભોળીને એવું કશાનું ભાન નથી. (દાત પીસી) પણ આ પાંપાણે મને ભાન ભૂલાવ્યું છે. (વિચારી) સરુ સાચી હતી. આનામા ચકચૂર બનું છું ત્યારે ભોજન સુદ્ધાં ભૂલું છું. ( જીવ બાળી ) મનની માલકી ગઈ છે! હૃદય નિષ્કામ રહ્યું નથી!

[ તુર્ત મૂર્તિ કને જઇ બ્રહ્મા એનાપર અહીંતહીં હાથ ફેરવે છે. ]

( તિરસ્કારથી ફરી જઈ ) જડ, રસહીન, ખડબચડું! તન્વી સરુ જોડે એનો મેળ ક્યાંથી બાઝે? ( ચિંતનપૂર્વક ) પણ—પણ મોહાંધની મૂર્ખાઇ જેવી કમેળી ચીજ કઇ હશે? ( મગજ ખંખેરી ) જવા દે. માલ વિનાની વાતો ની વિશેષ પડતી વિચારણા પણ ભીરુ હૃદયનાં લક્ષણ છે.

[ દમામથી એઓ એક ચક્કર મારે છે એવામાં કુટિરની પાર દૃષ્ટિ જતાં— ]

પ્રાસાદ અને કુટિર! પ્રાસાદની અશાન્તિથી નચિંત રહેવા કુટિરને ઉદ્યોગમંદિર કર્યું. પરંતુ આ એકલતાએ તો ચિત્તની પરમ-શાન્તિને પણ અસ્થિર અને અસ્વસ્થ કરી દીધી છે!–શું કરું?–ક્યાં જાઉં?

[ કુટિર બહારથી ગુંજનના ધ્વનિ આવે છે. ]

સંગીત! પ્રાણદાયી, પ્રભુતાભર્યું સંગીત! સરુની વીણા સુણતાં નારદે નીચું જૂએ! ને પક્ષીગણ પોતાનાં ગાન વીસરે! (આનંદમાં આવી) આજે કેટલા કાળે એણે વીણા હાથમાં ઉપાડી લાવ, સાંભળું.-

[ બ્રહ્મા ધીરે ડગલે બારણા નજીક જાય છે. ]

(પાછાં પડી) અહ! સરુના હાથમાં તો જલપાત્ર છે!–ત્યારે એ ગુંજન કોનું? કેવી મગ્ન ને તન્મય બની છે!

[ ગુંજન ધીમે ધીમે ઓછું થઇ, આખર અશ્રવ્ય થાય છે. સરસ્વતી કુટિર પ્રતિ પગલાં ભરે છે. ]

સરુ બેટા,....

**સરસ્વતી**

હંઅ, પિતાજી. (ડર ખાઈ) જરા મોડું થયું, ખરું?

**બ્રહ્મા**

ના રે, દીકરા. પણ હમણા કોણ ગાતું હતું?–તું કે?

**સરસ્વતી**

(હસી પડી) તમે ન પારખી શક્યા? (આંગળા ચીંધી) પેલા કુંડમાં જોવા જેવું હતું.

બ્રહ્મા

( અધીરાઇથી ) શું, સરુ ?

સરસ્વતી

એક કમળ ઉપર ભ્રમર બેઠો. બીજી પળે કમળ બીડાવા લાગ્યું. મને બીક પેઠી કે બિચારો ગુંગળાઇને મરી જશે. એટલે મેં એને ડાંખળી મારીને ઉડાડી મૂક્યો. પછી એ ગણગણ કરતો એને રસ્તે પડ્યો. ( અંગ મરડી ) મને મનમા અભિમાન થયું કે મેં આજે એકનો જીવ ઉગાર્યો !

[ બ્રહ્માના મનમાં ઉથલપાથલ મચી રહે છે. ]

( ઉલ્લાસથી ) પણ પિતાજી, આમ તો જુઓ. આખા દિવસનો થાક્યો પાક્યો સૂરજ ક્ષિતિજ ઉપર પળભર નિરાંત કરીને કેવો બેઠો છે ! મધ્યાન્હે જેની ઉગ્રતા સામે કોઈ આંખ ઉંચી નહોતું કરી શકતું એ પોતે અત્યારે કેટલો નમ્ર બન્યો છે ? જાણે, નીચી નજરે, પાપનું પ્રાયશ્ચિત ન કરતો હોય !

બ્રહ્મા

(મનમાં ) હા; પાપમાં ને પ્રાયશ્ચિત !

સરસ્વતી

(આશ્ચર્યથી) પણ આ શું ? એ તો લપાવા લાગ્યો ! જોતજોતામાં અદીઠ થઇ જશે ! ખૂબ જ લાગણીવાળો !

[ સૂરજ ક્ષિતિજમા ડૂબી જાય છે, અંધકારના ઓળા પથરાવા લાગે છે. ]

અને બાપુજી, મારે વાસ્તે તો કુદરત પણ અતિશય કૃપાળુ છે. તમે કોઇ ન હો ત્યારે એના સહચારમાં પણ અંતરાત્મા ખીલે ખરો. આ કુંજ ને કુંડ, ભ્રમર અને એનુ ગુંજન, સૂરજનો ઉદય ને અસ્ત,

અનિલની લહરી અને પુષ્પોનો પરાગ, ક્યારેક વીજળીનાં તેજ, વાદળનાં તોફાન ને મેઘધનુષની રંગકમાન, કદિક તારાનાં આંખમીચામણાં અને ચન્દ્રની સંતાકુકડી. બસ, બસ, બીજું શું જોઇએ ?

બ્રહ્મા

( મંદ સ્વરે ) કાંઇ નહિ, દીકરા. ( મનમા ) મનુષ્યની વૃત્તિઓને ઉશ્કેરવા માટે આટલું ઘણુંબધું છે.

સરસ્વતી

( સ્થિર દૃષ્ટિથી ) પણ તમે આમ વ્યગ્ર જેવા કેમ જણાઓ છો ? મારી ગરબડ તમને નથી ગમતી ?

બ્રહ્મા

( ગોટા વાળી ) એમ નહિ. મારૂં લક્ષ્ય લગીર બીજે હતું. કાંઇયે કારણ વિના, ચિત્ત ચકડોળે કેમ ચડતું હશે ?

[ બ્રહ્મા કુટિરમા જઇ, જમીનમા જોતા, આટા મારવા માડે છે. સરસ્વતી પાછળ પ્રવેશે છે. જલપાત્ર ગોઠવી, બ્રહ્માને જલ ધરે છે. ]

સરસ્વતી

લ્યો, બાપુ. દિલમા ટાઢક વળે એવું છે.

બ્રહ્મા

( જળ પીધા પહેલાં ) વાસનાના અગ્નિને કોણ ઠારે એમ છે ? એ તો સર્વભક્ષી કીડો છે. હાય !

સરસ્વતી

( હોશે હોશે ) આજ તો મારા ધન્ય ભાગ્ય કે પિતાજીની સેવ ઉઠાવવાનો પ્રસંગ સાંપડ્યો.

બ્રહ્મા

( થાકથી ) હા, સરુ.

સરસ્વતી

( ફરિયાદ જેમ ) પણ બાપુ, તમે કાર્યમગ્ન થાઓ છો એટલે શરીરની સંભાળ લેતા નથી. અત્યારે તમે તદ્દન જ લોથ બન્યા હો એવું આ ચહેરાપર લખ્યું છે. ( વિનતિથી ) ચરણ ચાંપું ?

[ સરસ્વતી બ્રહ્માના ચરણ આગળ ગોઠવાય છે.
બ્રહ્મા ના નથી કહી સકતા. ]

( તળિયા દાબતાં ) પરમ આનંદ ! ( પોતાની હથેલીમાં જોઇ ) આ રજ મારે હાથ ક્યાથી ? આજે જન્મ સફળ થયો.

[ મનમા કંઇક ઘુમરી આવતા બ્રહ્મા ઉભા થઇ જાય છે,
એટલે સરસ્વની પણ સાશ્ચર્ય ઉભી થાય છે. ]

( ડરતી ) પિતાજી, મારું ચાપ્યું ન ફાવ્યું ?

બ્રહ્મા

એવું કાંઇ નહિ. એટલું પૂરતું હતું. કુટેવને ઝાઝી પોષવી સારી નહિ.

સરસ્વતી

( ગળે લટકી ) અને બાપુજી, આજે કેટલે વર્ષે તમે મને મીઠી બચી ભરી ? મારી તેરમી જન્મગાંઠને દિવસે મેં તમને પ્રણામ કરેલા ત્યારે તમે એ લાડ લડાવ્યાં હતાં. પછીથી તો હું શરમાવા માંડી અને મા ગમે તેટલું કહે તો યે આવવા પગ નહોતો ઉપડતો. આજે ઓચિંતાં ઉરના દ્વાર ઉઘડી ગયાં !

બ્રહ્મા

( સરસ્વતીને નીચે ઉતારી ) બેટા, સરુ, તું શરમાઇ મરતી એમાં યે હું ગુન્હેગાર ને ?

સરસ્વતી

( ઠાવકી થઇ) ના રે. એવું મેં ક્યારે કહ્યું ?

બ્રહ્મા

( અકળાઇ ) ત્યારે ?

સરસ્વતી

( ડહાપણથી ) હું તો એમ પૂછતી હતી કે ફરીથી મારાપર વહાલ ક્યારે વરસાવશો ?

[ બ્રહ્માની બુદ્ધિ બહેર મારી જાય છે. ]

( થનગન થઈ ) બોલો, બાપુ.

બ્રહ્મા

( મહા મહેનતે ) વ ર સા વી શ. ( મનમાં ) પણ વરસાવીશ ત્યારે એમા વાત્સલ્ય હશે કે વશીકરણ; એ કોણ જાણે છે !

[ સંતોષથી સરસ્વતી ચૂપ છે.
સંતાપથી બ્રહ્મા મૌન સેવે છે.
સૌથી શાન્ત કુદરત છે. ]

( ડોળથી ) સરુ, તારો આવો ઉધમાતિયો સ્વભાવ હોય એમાં મારે આશ્ચર્યમુગ્ધ થવાનું નથી. કોઇ હોય તો, એનો ખરો જવાબદાર હું છું. તારૂં આખું બચપણ મારા હાથપર, મારાં ચુંબનોના વરસાદ વચ્ચે ઉછર્યું હતું. વિષ્ણુ અને મહેશ મશ્કરીમાં એને મારી બાળબુદ્ધિ કહેતા. પણ મને તેની તમા નહોતી. અરે ! વાત એટલે લગી વધતી કે ક્યારેક હું સાવિત્રીના કંટાળાનું કારણ બનતો ! ( સરલ સ્મિતથી ) પછી એ પૂછતી કે ત્યારે પયપાનની પીડા મેં સ્ત્રીને નસીબે શા વાસ્તે નાંખી ? ખરેખર, મારી ઘેલછા અત્યંત ત્રાસદાયક હતી !

સરસ્વતી

( કાલી થતી ) હશે. બાકી એની ખાત્રી શી હોઈ શકે ?

[ ખાત્રી લેખે બ્રહ્મા સરસ્વતીને ઘેરૂં ચુંબન લે છે. ]

( ઉત્સાહમાં ઉછળી ) સાચું, સાવ સાચું.

[ બ્રહ્માનું હૃદય થરથર થાય છે. ]

( ગાલ લુછતાં ) પણ ચુંબને ચુંબને ફેર હોં, પિતાજી. તમારું પહેલું ચુંબન શીતલ હૃદયમાં ઠંડક રેડે એવું હતું : બીજું ઉનું પ્રાણને પ્રફુલ્લે એવું !

બ્રહ્મા

( મનમાં ) મારા ચુંબને ચુંબને ફેર ?—વહાલ, વિકાર ને વિનાશ !

[ પ્રાસાદ પાસે કોઈનો પગરવ સંભળાય છે. ]

સરુ, જો તો કોણ આવ્યું ?—સાવિત્રી ?

[ સરસ્વતી જાય છે.
દયામણી આંખે બ્રહ્મા એ દશામાં દેખ્યા કરે છે. ]

હૃદય, તારામાંથી મેં કામ જન્માવ્યો. આજે તે ને તું, સંપી જઈ, મારા ઘરનું નખ્ખોદ વાળવા બેઠા છો !

સરસ્વતી

( બહારથી ) પૂજ્ય પિતાજી, અહીં તો સંધ્યા અજબ ખીલી છે !

બ્રહ્મા

( મનમાં ) જીવનસંધ્યા !

સરસ્વતી

( બહારથી ) તપાસ કરીને હું હમણાં આવી, હોં.

બ્રહ્મા

વારુ.

[ બ્રહ્માની નજર મૂર્તિપર પડે છે. પ્રબળ આવેશમાં એને આલિંગે છે. બેઉ ગાલ ચૂસે છે. પછી અળગા થઇ— ]

હું હાથે કરીને હેરાન થાઉં છું. મારે વળી નિયમબંધન શાં ?– શરમ શી ?–કોની ? ( છાતી ઠોકી ) બ્રહ્માંડનો ઉત્પાદક હું છું: બ્રહ્માંડનો ઉપભોગક હું છું. સરસ્વતીનો ઉત્પાદક હું છું. સરસ્વતીનો ઉપભોગક હું કેમ નહિ ?

[ ઉન્માદથી બ્રહ્મા હથેલીમા મૂઠી પછાડે છે. હોઠથી પીપુડી વગાડે છે.
સરસ્વતી પ્રવેશ કરે છે. ]

સરસ્વતી

બાપુ,...

બ્રહ્મા

(ઉંચું જોઇ) હંઅ, બેટા,...

સરસ્વતી

એ તો અનુચર નીકળ્યો ! આ બારણે ઉભો. પાર્વતીજીએ સંદેશો મોકલ્યો છે.

[ અનુચર પ્રણામ કરે છે. ]

બ્રહ્મા

(અનુચરને) હંઅ. સાવિત્રી દેવી અહી ક્યારે પધારે છે ?

અનુચર

આજની રાત ત્યા રોકાશે. લક્ષ્મીદેવી પણ રહેવાનાં છે.

સરસ્વતી

કારણ ?

અનુચર

બપોરની ચોપાટ માંડી છે તે હજુ ચાલે છે.

બ્રહ્મા

અને શંકર દેવ શું કરે છે?

અનુચર

શિકારે સીધાવ્યા છે.

સરસ્વતી

વાહ રે વાહ! એક ચોપાટના દાવ ખેલે: બીજું શિકારના દાવ ખેલે!

બ્રહ્મા

(મનમાં) પાર્વતીની ચોપાટ ને શંકરનો શિકાર. સાવિત્રીની ચોપાટ ને બ્રહ્મા...

સરસ્વતી

પિતાજી, આને રજા આપીશું?

બ્રહ્મા

ખુશીથી. (અનુચરને) જા. મારી વતી ત્રણેને કહેજે કે બાજી સત્યનિષ્ઠાથી રમે.

[ ફરી પ્રણામ કરી અનુચર પાછો ફરે છે. ]

સરસ્વતી

(સાનંદ) ત્યારે આપણેય અહીં કંઈક ખેલીએ તો?

બ્રહ્મા

સરુ, લે; તારા કોડ પૂરા કરું. (ખોળામાં બેસાડી) તું બાળક હતી અને હું યુવાન હતો ત્યારે પહોરના પહોર લગી આપણે આમ બેસી રહેતાં. હવે તને એવું રમવું ગમે ખરું?

સરસ્વતી

શું કામ નહિ ? ( મરડાઇ ) પણ તમારી પાસે એવા ઠંડા પહોર ક્યાં છે ?

[ બ્રહ્માથી સરસ્વતીનો દેહ લગીર દબાય છે. ]

( દાઢીમાં આંગળાં પરોવી ) બાપુજી, તમે મને ખોળામાં બેસાડી પણ રુદ્રદેવ તો ઉમાદેવીને પધરાવે છે ! અને પુરુષેશ્વર તો, કમલાને બાહુપાશમાં સમાવી, ગરૂડરાજ ઉપર વ્યોમવિહાર કરે છે ! મારી માતાને સંગાથમાં રાખી, તમે યે કંઇક તાલ મચાવતા હો તો ?

[ સ્મરવશ બ્રહ્મદેવ ભાન ભૂલે છે. ઉત્સંગમાંથી ઉંચકી, એઓ
જુલ્મથી સરસ્વતીને ધરતી સરસી કરે છે.
સરસ્વતી સમજી જાય છે. ]

( રૂંધિત ક્રોધથી ) હું સરસ્વતી છું : સાવિત્રી નથી.

[ બ્રહ્માને બે વચ્ચે ભેદ રહ્યો નથી. ]

પિતા,...

બ્રહ્મા

કહે કે પતિ,...

[ સરસ્વતી લાદ ઝીકે છે.
શિથિલ બ્રહ્મા એક ખુણામાં ઉડી પડે છે.
આકુળવ્યાકુળ સરસ્વતી બુમો મારતી બારણા તરફ દોડે છે. ]

સરસ્વતી

ભાઇ, મોટાભાઇ ! આવો ધાઓ.

[ પાપના પરિણામે બ્રહ્માને પાચમું મુખ પ્રગટ થાય છે. ]

બ્રહ્મા

( ખૂણામાંથી ) શંખિની, મારી આબરૂ વગોવવી છે. ?

[ મરીચિ આવી પહોંચે છે. ]

સરસ્વતી

ઓ મોટાભાઈ,...

મરીચિ

સરુ બ્હેન, પિતાજીને શું થયું ? આમ પરવશ કેમ પડ્યા છે ? ( પળ પછી ) અને તું યે કેમ બેબાકળી લાગે છે ?

બ્રહ્મા

કુભાર્યા...

[ દિઙ્મૂઢ મારફ મરીચિ ઉભો છે ]

સરસ્વતી

સાંભળ્યું કે, ભાઈ ? એ આપણા પિતા નથી; કોઈ પાપાત્મા લાગે લાગે છે. બાપુ મટીને બળાત્કારે એ તમારા બનેવી...

મરીચિ

હેં એ...?

બ્રહ્મા

( બેધડક ) હા.

મરીચિ

દિ ફર્યો છે ?

બ્રહ્મા

કપુત, કુલાંગાર, ..

[ અંતરિક્ષમાથી એક બાણ આવે છે. એનાથી બ્રહ્માનું પાંચમું મુખ છેદાય છે. બાણ અને શીર નક્ષત્ર રૂપે આકાશગંગાની નજીક જઈ વસે છે.

અને ધનુષ ધારેલ શંકર આવી ચડે છે. ]

### શંકર

( પુણ્યપ્રકોપથી, બ્રહ્માને ) અધર્મમતિ, જે મુખમાથી અંગિરસ સમો પુત્ર પેદા કર્યો અને જે વાણીમાંથી સરસ્વતી સમી પુત્રી સરજી એની આ શી અધોગતિ ? દુર્વૃત, તારૂ ક્ષેત્ર કે મંગલ હું દેખતો નથી. જા; અખિલ વિશ્વમા તને કોઇ અનુયાયી નહિ મળે !–શું કરૂં ? અશ્લાધ્ય અપશબ્દોથી ત્રાસી, મારે ત્રિકાંડ બાણ વડે તારૂં પાપ મુખ વીંધવું પડયું.

### મરીચિ

મહાદેવ, અમારા ખાતર આપે બ્રહ્મહત્યા વહોરી ?

### શંકર

હા, ભાઇ એની ચિંતા ન રાખીશ. આજથી હું ત્રિશૂલ ઉપર વારાણસી વસાવીશ: જ્યાં બ્રહ્મહત્યા સ્પર્શી શકતી નથી.

### સરસ્વતી

પિતાતુલ્ય, મને ય મારી નાખો. શિયળ વિનાની સ્ત્રી, જીવતી કરતા મુએલી ભલી.

### શંકર

દીકરી, તારામા મનનો મોહ નહોતો, વાણીનો વિલાસ નહોતો, કર્મની વિકૃતિ નહોતી. નીચતા, નરાધમતા તો આ કહેવાતા પ્રજાપતિની છે કે જે પોતાની પુત્રીને ય ન પાળી શકયો.

### મરીચિ

( ફિકર કરી ) અને પેલા મૃત મુખને મારે તર્પણ.......

### શંકર

એ દુર્મુખને કશા સંસ્કારની આવશ્યકતા નથી: કારણ એની

પરિણામે અન્ય નક્ષત્રોની સંગાથે એને યુગયુગ સુધી પ્રકાશવું પડશે. કટાક્ષમાં લોક એને મૃગશીર્ષ કહેશે.

બ્રહ્મા

( સંતોષજેમ ) એને અમરતા મળશે.

શંકર

( સરસ્વતીને ) એનામાં લાજ નથી—લાગણી નથી. ચાલ; અમારે ત્યાં. ઉષાની જોડે તને ઠીક પડશે.

સરસ્વતી

ચાલો. આ નરકમાં વધુ વાર સડવું નકામું છે. ( જરા વિરામ પછી ) પણ મને તો સંસારમાં સાર રહ્યો નથી. પુરુષોની પામરતાનું ભાન થઈ ગયું.

મરીચિ

( બ્રહ્માને ) કયા મોંએ જીવો છો ? હજી હું એકલો જાણું છું. બધા એકઠા થઈશું એટલે તો ચામડી ઉતારી નાખીશું.

[ બોલ્યા વિના બ્રહ્મા શરીરત્યાગ કરે છે. ઘોર અંધકારના રૂપમાં દસે દિશાઓ એનું ગ્રહણ કરે છે ]

સરસ્વતી

( પ્રણામપૂર્વક ) મહાદેવ, મોટાભાઇ, આશીષ આપો.

[ શંકર અને મરીચિ સરસ્વતીને સમજવા મચે છે. દરમિયાન સરસ્વતી કુટિર બહાર દોડી જાય છે. પ્રાસાદને પગથિયે પડેલી વીણા ઉચકી લે છે. પછી કુંજ બહાર નાસી છૂટે છે. આખરે એ દોડતી દોડતી કોઇ સરિતાતીર ઉપરના વિશાળ વૃક્ષ નીચે આવે છે. એના પગલાના ધબકારથી સંકોચાઇ એક મોરલો પોતાની કલા સમેટી લે છે. પડખે ઉભેલી ઢેલડી આખી ફડી જાય છે. મોરલાનું અશ્રુબિન્દુ ધૂળમાં રગદોળાય છે.]

આ સ્થળ પવિત્ર છે. (મોરલાની ડોકે હાથ વીંટાળી) મીઠા મોરલા, તું મારું વાહન બનીશ? તારા સમા કામવિજયી કલાપ્રેમીની મારે ગરજ છે.

[ રંગઘેલો મોરલો ટહૂકાવડે દિશાઓ ગજવી મૂકે છે. અજાણ ઢેલડ દૂરથી પડઘા પાડે છે. સરિતામાં તરતો હંસ પણ એમાં ભાગ લે છે. ]

(જળમા જઇ) ઓ હંસલા, નીરક્ષીરનો ન્યાય તને આવડે છે. એવો સારઅસારનો વિવેકી પણ મારે જોઇએ છીએ? જળમાં તું મારું વાહન બનીશ ને?

[ હર્ષથી હંસ પાંખો ફફડાવે છે. ]

(વૃક્ષ નીચેની શ્વેત શીલા આગળ આવી) પવિત્રતાની મૂર્તિ, તું મારું ભુવન. (વીણાને હૃદય સરસી ચાંપી) અને વહાલી, તું મારી સદાની સહચરી. (આંસુભરી આંખે આકાશમાં તાકી) મારાં કલ્પેલાં સત, ચિત, આનંદ મને જીવનમાં જડયાં ખરાં.

—આજળી—

પુસ્તકમાં છાપભૂલો પ્રમાણમાં જુજ છે એટલે એની શુદ્ધિ-ક્રિયા જવા દીધી છે. કેટલાક શબ્દો, દા. ત. જુઓ, જૂઓ, નહિં, નહિ, ફૂલ, ફુલ વગેરે, વિવિધ જોડણીમા દેખા દે છે. તેના રસિક કારણમાં ઉતર્યા વિના એટલું કબુલ કે એ દોષ છે.

—ધ—